# ગુરુ નાનક વાણી

સંપાદક

ભાઈ જોધસિંહ

અનુવાદક

મકરન્દ દવે



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

નવી દિલ્હી

# પુરોવાચન

પાંચસો વર્ષ પહેલાં પંજાબની ધરતી પર એક મહાપુરુષે અવતાર ધારણ કર્યો. એ મહામાનવ દિવ્ય પુરુષ સમા પૂજ્ય ગણાતા હતા. પણ એ તો પોતાને દાસ, દરવેશ કે વધારેમાં વધારે 'શાયર' કહીને રાજી હતા. તે સમયની વાહનવહેવારની સઘળી મુશ્કેલીઓ સામે પડકાર ફેંકીને આ મહામાનવે ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં લંકા, પૂર્વમાં આસામ અને પશ્ચિમમાં સરહદી પ્રદેશના છેવાડા સુધી મુસાફરી કરી. તે જ્યાં જતા ત્યાંનો પહેરવેશ ધારણ કરતા, તે પ્રદેશની બોલીમાં વાતચીત કરતા. પોતાના દેશ ઉપરાંત તે મક્કા, મદીના અને બગદાદ સુધી પહોંચ્યા. તેમની વાણીમાં સંસ્કૃત, ફારસી અને બીજી પ્રાદેશિક ભાષાઓનો પુટ ચોખ્ખો વરતાઈ આવે છે. જ્યારે તે પરલોક સિધાવ્યા ત્યારે હિંદુઓએ તેમને પોતાના ગુરુ જાહેર કર્યા અને હિંદુ વિધિ પ્રમાણે તેમનો અગ્નિદાહ કરવાનું ધાર્યું. મુસલમાનોએ તેમને પોતાના પીર તરીકે પુકાર્યા અને તેમની રીત મુજબ દફન કરવાની ઇચ્છા દર્શાવી. આ મહાપુરુષની પાંચમી જન્મ-શતાબ્દીના અવસર પર ભારત સરકારના શિક્ષણ અને યુવક સેવાઓના મંત્રાલયે નિર્ણય કર્યો કે તેમની વાણીનું એક સંકલન તૈયાર કરવું અને તેને આપણા દેશની સહુ મુખ્ય મુખ્ય ભાષામાં પ્રગટ કરવું. આધુનિક ભારતની સૌથી વધારે અગત્યની જરૂર છે– રાષ્ટ્રીય એકીકરણ. ગુરુ નાનકદેવનું જીવન રાષ્ટ્રીય એકતાનું અનુપમ ઉદાહરણ છે. અમને વિશ્વાસ છે કે ગુરુ નાનક વાણીથી સહુ ભારતવાસીઓમાં એકતાની ભાવના સુદૃઢ થશે.

નેશનલ બુક ટ્રસ્ટના અનુરોધને માન્ય કરી ગુરુ નાનક વાણીનું આ સંકલન તૈયાર કરી આપવા માટે અમે ભાઈસાહેબ ભાઈ જોધસિંહના કૃતજ્ઞ છીએ.

14–2–'71
નવી દિલ્હી

બી. વી. કેસકર

# વિષયસૂચિ



## ભાગ પહેલો



## ભાગ બીજો



## ભાગ ત્રીજો



## ભાગ ચોથો



## ભાગ પાંચમો



## ભાગ છઠ્ઠો

# નિવેદન

ગુરુવાણીમાંના આ સંકલનમાં ગુરુ નાનકદેવની વાણી જુદાં જુદાં મથાળાં નીચે રજૂ કરવામાં આવી છે અને તેમના ધાર્મિક, સાંસ્કૃતિક, સામાજિક અને નૈતિક વિચારો તથા સિદ્ધાન્તોને પ્રગટ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ વિચારો અને સિદ્ધાન્તોનું યોગ્ય મૂલ્યાંકન કરવા માટે તે સમયના પંજાબમાં ઉપરનાં ચારે ક્ષેત્રોમાં શી પરિસ્થિતિ પવર્તતી હતી તે બરાબર જાણવાની જરૂર છે. ભારતવર્ષનો આ ભાગ એટલા માટે મહત્ત્વપૂર્ણ છે કે વેદમંત્રોનો પ્રથમ ઉચ્ચાર અહીં ગુંજી ઊઠયો હતો. શબ્દોનું શુદ્ધ ઉચ્ચારણ શીખવા માટે વિદ્યાર્થીઓ આ પ્રદેશના આશ્રમોમાં આવતા હતા. સંસ્કૃત ભાષાના મૂર્ધન્ય વ્યાકરણશાસ્ત્રી પાણિની આ પ્રદેશમાં જન્મ્યા અને ઊછર્યા હતા. વળી બૌદ્ધ ધર્મ પણ લાંબા સમય સુધી આ ક્ષેત્રમાં વિકસિત થયો અને સોળે કળાએ ખીલી ઊઠયો. તક્ષશિલાની વિદ્યાપીઠ આ પ્રદેશમાં આવી હતી. પરંતુ ગુરુ નાનકના જન્મ વખતે બૌદ્ધ ધર્મનું નામનિશાન નહોતું રહ્યું, બ્રાહ્મણત્વનું જોર હતું. જૈન ધર્મના અનુયાયીઓ કોઈ કોઈ નગરમાં રહેતા હતા પણ તે હિન્દુ સમાજનું એક અંગ બની ગયા હતા. બે જ ધર્મ પ્રમુખ હતા: હિન્દુ અને ઈસ્લામ. ગોરખપંથી કાનફટા' જોગી-ઓનો હિન્દુ તેમ જ મુસલમાન બંને કોમની સામાન્ય જનતા પર પૂરો પ્રભાવ હતો. તેમની સિદ્ધિઓ કે ચમત્કારિક શકિતઓ પર લોકોને આસ્થા હતી. યંત્ર મંત્ર ને તંત્રવિદ્યાને લીધે એ સમયની જનતામાં જોગીઓનું વિશિષ્ટ સ્થાન હતું. જોગીઓ પાસેથી વરદાન મેળવી સમૃદ્ધ થઈ જવાની લાલચથી કે શાપના ડરથી લોકો તેમની સેવા-પૂજા કરતા અને કયારેક ગુરુરૂપે પણ સ્વીકારતા. હિન્દુ અને મુસલમાન બંને ધર્મના અનુયાયીઓ આ પંથમાં દીક્ષા પામતા. પૂરણ અને રાંઝાએ આ પંથનો સ્વીકાર કર્યો હતો, તે આ વાતનું પ્રમાણ છે.

હિન્દુઓ માત્ર ચાર વર્ણોમાં જ વિભાજિત નહોતા; પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—એ ચારે વર્ણના પણ અનેક નાતજાતમાં ભાગલા પડી ગયા હતા. એક જ વર્ણમાંથી ઊભી થયેલી નાતમાં પણ ઊંચનીચના ભેદ ઘૂસી ગયા હતા. આ ચારે વર્ણોથી પણ અલગ એક શ્રેણી હતી ચાંડાલોની. તેમનો સ્પર્શ પણ અપવિત્રતા સૂચવતો હતો. આધુનિક હિન્દુ વિચારક જાતિવાદની વિરુદ્ધ છે તો પણ તેઓ વર્ણવ્યવસ્થાની તો તરફેણ જ કરે છે: "મનુષ્ય કોઈ નિરપેક્ષ વ્યકિત નથી. પોતાનાં ચારિત્ર્ય, આચરણ અને કર્મ અનુસાર સમાજમાં તે કોઈ ને કોઈ સમૂહ સાથે જોડાયેલો રહે છે. સમાજને ચાર વર્ણોમાં વિભાજિત કરવા પાછળ ઈશ્વરીય વિધાન કે આત્મિક વ્યવસ્થા માની લઈએ તો, તેનો અર્થ એ છે કે આત્મિક વિવેક, સંપાદનક્ષમતા, ઉત્પાદન-કૌશલ અને સેવા-પરાયણતા કોઈ પણ સામાજિક વ્યવસ્થાનું અનિવાર્ય અંગ છે. વિચારશીલ વિદ્વાનોનું કામ છે સામાજિક વ્યવસ્થાને માટે યોજનાઓ તૈયાર કરવાનું. સમાજનું શકિતશાળી અંગ આ યોજનાઓને ટેકો આપે છે અથવા તેને

સબળ, અધિકૃત રૂપ આપી પોષે છે. કુશળ કારીગર તેનું સંચાલન કરે છે અથવા સેવાધર્મી કારીગરોની સહાયથી તેને વ્યાવહારિક રૂપ આપે છે."[1] આગળ જતાં આ જ દલીલ પર જોર દેતાં લખ્યું છે : "વ્યકિત એ સમાજની નીપજ છે, એટલા માટે સમાજ એક એવો જરૂરી ઉપાય છે, જેના દ્વારા તેનું વ્યકિતત્વ વિકસિત થઈ શકે. સમાજ પાસેથી તે વધારે ને વધારે સહાય મેળવી શકે એટલા માટે સમાજમાં તેનું સુરક્ષિત સ્થાન હોવું જરૂરી છે. પોતાની રુચિ પ્રમાણે વ્યકિત ચાર વર્ગોમાં જોડાઈ જાય છે–વિદ્વાન અને જ્ઞાનવાન, શકિતશાળી અને ક્રિયાશીલ, સુશિક્ષિત કારીગર તથા શ્રમજીવી. મનુષ્યની ક્રિયાશીલ રુચિ અનુસાર જે અંશ તેનામાં આગળ પડતો હોય તે પોતાનો વર્ગ સ્વયં નક્કી કરી લે છે.[2]

આ દેશમાં હિન્દુઓનું રાજ્ય હતું ત્યારે આ વ્યવસ્થા કદાચ સારી રીતે કામયાબ નીવડી હશે. આ વ્યવસ્થા મુજબ માણસ પોતાનાં ચારિત્ર્ય, આચરણ અને કર્મ અનુસાર વર્ગની પસંદગી કરી શકતો હતો અને તેને બદલી પણ શકતો હતો. પરંતુ વસતિ વધતી ગઈ, પ્રત્યેક વ્યકિતનું ચારિત્ર્ય, આચરણ અને કર્મ પારખવું અશક્ય બની ગયું ત્યારે વર્ણ જન્મથી જ નિશ્ચિત થવા લાગ્યો. બ્રાહ્મણોને ત્યાં જન્મ્યો તે બ્રાહ્મણ, ભલે પછી તેનાં આચરણ ને કર્મોમાં બ્રાહ્મણત્વ લેશમાત્ર ન હોય. સમય વીતતો ગયો તેમ ઉચ્ચવર્ણ પોતાના અધિકારોને વળગી રહેવા માંડયો અને પોતાનાં કર્તવ્યોને ભૂલતો ગયો. પોતાના પદને ટકાવી રાખવા માટે તેણે આવાગમનના સિદ્ધાન્તને આધારે એક યુકિત રચી. દરેક આત્માનો પુનર્જન્મ તેને આ જન્મમાં જે કાંઈ રુચિ હોય તે મુજબ તેને યોગ્ય વર્ણમાં થાય છે. એટલા માટે માણસ જે વર્ણમાં જન્મ્યો હોય તે માટે આંકવામાં આવેલી મર્યાદા મુજબ વર્તવાથી તેનો આત્મા વિકાસ સાધી શકે છે. પણ આ યુકિત માની શકાય એમ નથી. એ પ્રમાણે તો બ્રાહ્મણ વર્ણમાં જન્મેલા બધા લોકો ત્યાગશીલ, વિદ્યાપ્રેમી અને જ્ઞાનના ભંડાર હોત અને શૂદ્રોમાંથી તો કોઈ ભકત જ ન જન્મ્યો હોત. પરંતુ ઘટનાઓ તેથી તદ્દન જુદી જ બની છે.

આ ભાગલાથી હિન્દુ સમાજમાં એક બીજો દોષ ઉત્પન્ન થયો. વર્ણવ્યવસ્થા મુજબ માત્ર ક્ષત્રિયો જ શસ્ત્રધારી તરીકે રહી ગયા. કોઈ પણ સમાજમાં કારીગરો ને મજૂરોની સંખ્યા સૈનિકો કરતાં વધારે હોય છે. પરિણામે દેશના રક્ષણને માટે ઘણા થોડા લોકો બાકી રહ્યા. એક બીજું પણ ખરાબ પરિણામ એ આવ્યું કે "રાજ્યનું કાર્ય કાયદો ને પ્રદેશનું સંરક્ષણ પૂરતું સીમિત રહ્યું. પોતાના ઝઘડાઓ પરંપરાગત નિયમો ને રિવાજો મુજબ પતાવવાની લોકોને છૂટ હતી. પોતાના જીવનમાં કાંઈ દખલગીરી ન થાય ત્યાં સુધી કોણ રાજ્યકર્તા છે તેની એમને ચિંતા નહોતી. જેટલી એક રાજ્યની ધ્વજા સારી તેટલી જ બીજા રાજ્યની–માત્ર શરત એટલી કે લોકોનું જીવન પહેલાંની જેમ ચાલુ રહેવું જોઈએ. આ શિરસ્તાનું પરિણામ એ આવ્યું કે દેશ પરદેશી હુમલાખોરોનો ભોગ બની ગયો."[3]

---

1 'Eastern religions and Western thought' by Prof. Radhakrishanan, 11 Edition, પાનું 356.

2. તે જ, પાનું 357.

3. તે જ, પાનું 362.

પરંતુ મુસલમાન આક્રમણકારોએ દેશ પર વિજય મેળવ્યો ને ભારત પર પોતાનું રાજય સ્થાપ્યું ત્યારે હિંદુઓ માટે એક નવી સમસ્યા ઊભી થઈ.

"આ પ્રાચીન ભારતીય અથવા હિન્દુ જગતમાં બે સંહારક તત્ત્વો ધૂસી આવ્યાં, જેમના આદર્શોની પશ્ચાદ્ભૂમિ સમાન હતી. તેમાંથી બીજા તત્ત્વે ભારતીય વિચાર અને જીવનને ઘણું પલટાવી નાખ્યું. આ તત્ત્વ તે આઠમા સૈકાની શરૂઆતમાં સિંધ પર વિજય મેળવનાર આરબો અને લગભગ દસમા સૈકાની મધ્યમાં અફઘાનિસ્તાનમાંથી લૂંટફાટ સાથે ચડી આવનારા તુર્કો. અફઘાનિસ્તાન પહેલાં હિન્દુઓનો જ પ્રદેશ હતો પણ તેને તેમના કબજામાંથી છીનવી લેવામાં આવ્યો. તુર્કોએ બારમી સદીની શરૂઆતમાં પંજાબ પ્રાંતને જીતી લીધો. ત્યારથી પંજાબ ઈસ્લામની અસર નીચે આવી ગયો. તેરમા સૈકા સુધી તેમણે ઉત્તર ભારત અને પશ્ચિમ બંગાળ સુધી પોતાનો પગદંડો જમાવી દીધો અને દિલ્હીને કેન્દ્ર બનાવી આ ભાગ પર સ્થાયી ઈસ્લામી રાજ્યની સ્થાપના કરી. તેમનું સામ્રાજ્ય અઢારમી સદીના મધ્ય સુધી શકિતશાળી અને પ્રભાવશીલ રહ્યું. આરબ અને તુર્ક બંનેને સૌથી વધુ શકિત ઈસ્લામ તરફથી મળી, અને હિન્દુ સંસ્કૃતિ ને આદર્શોનું બહુ જ ઓછું જ્ઞાન ધરાવનાર ઈસ્લામ ભારતમાં તેના પ્રત્યે અત્યંત અસહિષ્ણુ હતો."[1]

ઈશ્વર તરફથી મોકલવામાં આવેલ આ જબરજસ્ત મિશનનો ઉદ્દેશ એક જ હતો કે કાફર હિન્દુસ્તાનને પેગંબરસાહેબ દ્વારા પ્રચારિત સાચા મજહબમાં સામેલ કરી દેવો. આ પ્રમાણે ગાંઠ વાળીને ઈસ્લામે ભારતમાં પ્રવેશ કર્યો. તેનું ધ્યેય હતું કેર વર્તાવાનું અને વિધ્વંસ થયેલી જગ્યાએ પોતાનો અડ્ડો જમાવવાનું. કોઈ અભાવની પૂર્તિ કરવાનું તેનું ધ્યેય નહોતું. ઈસ્લામના અનુયાયીઓએ હિંદુઓને માત્ર જીત્યા જ નહીં, લૂંટયા પણ ખરા, ને આ રીતે કાંઈક આર્થિક લાભ મેળવ્યો. ખુદાઈ મુજાહિદો તરીકે તેઓ કાફરોની સામે જંગ ખેલતા હતા, આ રીતે આધ્યાત્મિક ફળના પણ તેઓ અધિકારી હતા. આર્થિક અને આધ્યાત્મિક લાભ એકબીજા સાથે રસબસ થઈ ગયા. તેમણે તુર્કી ઢંગથી વિજય મેળવ્યો, કતલ ચલાવી, લૂંટફાટ કરી અને ધર્મ-પરિવર્તનનું આંદોલન ચલાવ્યું. આ સંઘર્ષને કારણે ભારતીય સંસ્કૃતિ અને ઈસ્લામ વચ્ચે કેટલોક કાળ ભારે સંકટમય પરિસ્થિતિ ઉત્પન્ન થઈ.

વિદ્વાન લેખકોનું માનવું છે કે આરબ અને તુર્કોને શકિત ઈસ્લામ પાસેથી મળી અને ઐતિહાસિક દષ્ટિએ એ સાચું પણ છે. ઈસ્લામના પ્રચાર પહેલાં આરબો જુદી જુદી ટોળીઓમાં વિભકત હતા ને આપસમાં લડયા કરતા હતા. ઈસ્લામે તેમને વિભિન્ન મૂર્તિઓની પૂજામાંથી છોડાવીને એક જ ખુદાની બંદગી કરવા તરફ પ્રેર્યા અને સર્વ મનુષ્યોને ભાઈ માનવાનું કહ્યું. આ વિચારને વહેવારમાં ઉતારીને આરબો એક બળવાન કોમ બનવામાં સફળ થયા.

ત્યારે હિમાલયથી કન્યાકુમારી સુધી અને સોમનાથથી જગન્નાથપુરી સુધી ફેલાયેલી હિન્દુ સંસ્કૃતિએ તેમનો મુકાબલો કરવામાં કેમ પાણી ન બતાવ્યું? મુસલમાન આક્રમણકારો કરતાં હિન્દુઓની સંખ્યા ઘણી વધારે હતી, હન્દિુઓને એક બ્રહ્મનું જ્ઞાન ઉપનિષદ્ વગેરેમાંથી મળ્યું હોવા છતાં અત્યાર સુધી તેઓ એક બ્રહ્મને બદલે અનેક દેવી-દેવતા, અવતારો, પશુઓ, સર્પો અને વૃક્ષોની પૂજા કર્યા કરતા હતા.

---

1 'હિન્દુસ્તાની સંસ્કૃતિ' ૫૪–૫૫

હિન્દુ સમાજ અનેક વર્ણો અને જાતિઓમાં વહેંચાઈ ગયો હતો. મુસલમાનોની જેમ એક કોમ બનીને તે કદમ ઉઠાવી શકતો નહોતો. ગુરુ નાનકદેવે આ નબળાઈને પારખી લીધી હતી.

એ સમયના ભારતમાં વસનારા મોટા ભાગના મુસલમાનો પરદેશથી નહોતા આવ્યા. આ દેશમાં તેઓ જન્મ્યા ને ઉછર્યા હતા અને હિંદુઓ સાથે તેમને ગાઢ સંબંધ હતો. તેમને દેશમાંથી બહાર કાઢી મૂકવાનું નાનકદેવનું ધ્યેય કદી નહોતું. ઊલટાનું તેમણે તો એ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે 'જો રતે સહિ આપણે તિન ભાવૈ સભ કોઈ"[1] જે પોતાના પરમાત્માને પ્રેમ કરે છે તે સહુને પ્રેમ કરે છે. એક વૃક્ષ તેનાં ફળોથી જ ઓળખી શકાય છે. એ રીતે વ્યકિતનો ધર્મ તેના આચરણ દ્વારા પ્રગટ થાય છે. હું અમુક પેગંબર કે અવતારમાં માનું છું એમ કહેવાથી કાંઈ જ વળતું નથી. જો એ મહામાનવની વાણી આપણા જીવનમાં વણાઈ ન ગઈ હોય તો.

મુસલમાનો એક જ ખુદાને આખી યે આલમના પિતા માને છે અને સહુ મનુષ્યો ભાઈ-ભાઈ છે તે સિદ્ધાન્તનો પ્રચાર કરે છે. પણ ખરી રીતે તો જે મુસલમાન બની જાય એને જ ભાઈનું પદ મળતું એટલે જે હિન્દુ જાતિઓને નીચ માનવામાં આવી હતી ને હિંદુ સમાજમાં જેમના પ્રત્યે ધૃણાભર્યો વર્તાવ થતો હતો તે ઈસ્લામ ભણી ખેંચાઈ, મુસલમાન સમાજમાં પોતાને સમાનતાનું પદ મળે એટલા માટે તેમણે ઈસ્લામ ધર્મ અપનાવ્યો. જોકે એ હકીકત છે કે તેમને એમાં પૂરી સફળતા ન મળી. મુસલમાન પણ જન્મજાત ભેદભાવથી મુકત નહોતા. ભારતમાં આવીને તેમના જન્મજાત ભેદ-ભાવે લગભગ નાતજાતનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું. બંને સંપ્રદાયો વચ્ચે ભારે ખેંચતાણને કારણે ઘણું અંતર પડી ગયું હતું. જુદા જુદા મતોના અનુયાયી હોવા છતાં, લોકો એકબીજા સાથે કેવી રીતે સારો વર્તાવ કરે એ નાનકદેવ માટે કઠિન સમસ્યા હતી. એટલા માટે તો પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી જે પહેલા શબ્દો તેમણે ઉચ્ચાર્યા તે હતા: 'ન કોઈ હિંદુ છે, ન મુસલમાન.' તેનો ભાવાર્થ એ છે કે કોઈ વ્યકિત ભલે ગમે તે ધર્મનો બિલ્લો છાતી પર લટકાવી ફરે, પણ સર્વ મનુષ્યો સમાન છે અને પોતાના વ્યકિતગત કર્મ પ્રમાણે જ તે પરમાત્માની નજીક આવશે કે દૂર ફેંકાઈ જશે. લોકોના વર્ગીકરણ કે વિભાજનમાં દેશ, કુળ, રંગ કે જાતિભેદના ધોરણનો તેમણે પૂર્ણપણે અસ્વીકાર કર્યો છે. તેમનું કહેવું છે કે લોકો બે જ પ્રકારના છે: ગુરુમુખ અને મનમુખ. જેમનું ધ્યાન ભગવાન તરફ છે, જેમનું જીવન સત્ય અને સેવાભાવથી સંચાલિત છે અને એક જ પરમ પિતાના પુત્ર હોવાને નાતે જેમને બીજી વ્યકિતઓ સાથે સ્નેહ છે તે ગુરુમુખ છે. જે લોકો સદાય પોતાના સ્વાર્થ સામે તાકીને બેસી રહે છે, અને સાંસારિક વસ્તુઓ કે પોતાનાં સુખોની પ્રાપ્તિ માટે જે જૂઠ, પાખંડ, દગો અને છેતરપિંડી આચરતાં જરા યે અચકાતા નથી તેઓ મનમુખ છે. આવા લોકો ભલે ગમે તે ધર્મના રીત-રિવાજનું પાલન કરે, પણ તેમને નથી આ લોકમાં શાંતિ મળતી, નથી પરલોકમાં.

આ સત્યને ચરિતાર્થ કરવા માટે ગુરુ નાનકદેવે પોતાની વિચારધારાને વહેતી મૂકી ત્યારે બાલા નામના એક હિંદુ અને મરદાના નામના એક મુસલમાનને પોતાની સાથે રાખ્યા. આ બંનેને

1. તિલંગ 2. 1

'ભાઈ'ના સંબોધાનથી ઓળખવામાં આવે છે. ગુરુ નાનકદેવે સુલતાનપુરથી પોતાની પ્રથમ યાત્રા શરૂ કરી ત્યારે સૈદપુરમાં તેઓ ભાઈ લાલોને ઘેર ઊતર્યા. બ્રાહ્મણ ધર્મનું પાલન કરનારા લોકોની નજરે ભાઈ લાલો શુદ્ર હતો. લોકોમાં આ વાતની ઘણી ચર્ચા ને નિંદા-કુથલી થઈ અને ગુરૂ નાનકદેવ તે નગરના દીવાનને ઘેર બ્રહ્મભોજનમાં ન ગયા એટલે તે કુથલી કેટલીયે વધી ગઈ. બ્રહ્મભોજનમાં ભાગ ન લેવાનું કારણ તેમને પૂછવામાં આવ્યું. ગુરુ નાનકદેવે દીવાન મલિક ભાગોને મોઢામોઢ કહી દીધું કે તેને ત્યાં જે ચીજોથી ભોજન તૈયાર કરવામાં આવ્યું હતું તે તેની નેકીની કમાણીમાંથી તો નહોતી ખરીદવામાં આવી પણ ઊલટું જનતા પર જોર-જલમ ગુજારીને લાવવામાં આવી હતી. એટલા માટે ભોજન તૈયાર કરવામાં ગમે તેટલી પવિત્રતા રાખવાનાં આવી હોય તો પણ તે અપવિત્ર છે, ત્યારે ભાઈ લાલોના ઘરની કોદરાની રોટી તેના કાળા પરસેવાની કમાણી છે, અને તેથી પૂરેપૂરી પવિત્ર છે.

હિંદુઓમાં આ વિચાર ઘર કરી ગયો હતો કે સાંસારિક ધંધાધાપામાં રચ્યા રહીને કોઈ પણ માણસ કદી આત્મિક વિકાસ સાધી શકતો નથી. બનવાજોગ છે કે આ વિચાર આશ્રામવ્યવસ્થા પ્રમાણે જીવનના જે ભાગ પાડવામાં આવ્યા છે તેમાંથી નીકળ્યો હોય. આશ્રામવ્યવસ્થા મુજબ માણસ બ્રહ્મચારી રહી પચીસ વર્ષ સુધી વિદ્યાધ્યયન કરતો હતો, ત્યાર પછી ગૃહસ્થાશ્રામમાં રહી પચીસ વર્ષ સુધી ગૃહસ્થ-ધર્મનું પાલન કરતો હતો, પચાસ વર્ષની ઉંમર થયા પછી વાનપ્રસ્થ આશ્રામ શરૂ થતો હતો, જેમાં ધર્મ-શાસ્ત્રોમાં દર્શાવેલ માર્ગ પર ચિંતન-મનન કરવાનું અને સત્યની પ્રાપ્તિ માટે તપ-સાધના કરવાનું જરૂરી માનવામાં આવતું હતું. છેલ્લે સંન્યાસ અથવા ચોથા આશ્રામમાં પહોંચતાં પાછી એક જાતની છૂટ કે સ્વતંત્રતા મળતી હતી. ભિક્ષા માગીને ખાવું અને આધ્યાત્મિક વિચારોમાં ડૂબ્યા રહેવું એ સંન્યાસીનું શેષ કર્તવ્ય હતું. બીજાઓને ધર્મોપદેશ આપવો એ પણ સંન્યાસીનું જ કર્તવ્ય હતું. ધીરે ધીરે સંન્યાસી કિશોર વયના બાળકોમાંથી જ ચેલા બનાવવા માંડયા. કોઈ જાતના પરિશ્રામ વિના વેશ-ભૂષાના આધાર પર જીવનની જરૂરિયાતો મેળવવાનું તેમને સારું લાગવા માંડયું. અને ધીરે ધીરે તેઓ સમાજ ઉપર એક આર્થિક બોજ બની ગયા. તેમની ટોળીઓ પોતાની શારીરિક જરૂરિયાતો મેળવવા માટે હથિયાર ધારણ કરી લોકો પાસેથી ખાવા-પીવાની સામગ્રી બળજબરીથી વસૂલ કરવા લાગી. ગુરુ નાનકદેવે સુમેરુ પર્વત પર સિદ્ધો સાથે ચર્ચા કરતાં તેમને કહ્યું હતું કે, "સિદ્ધ તો પર્વતોમાં જઈ છુપાઈ ગયા છે. હવે જનતાને ખરો માર્ગ કોણ બતાવે?" આ તમામ પરિસ્થિતિ પર વિચાર કર્યા બાદ ગુરુ નાનકે ત્યાગની વિરુદ્ધ પ્રચાર કર્યો. ગૃહસ્થ રહીને પણ સાચું અને પવિત્ર આચરણ રાખનાર મનુષ્ય આત્મોન્નતિ કરી શકે છે. પહેલાં શ્રીકૃષ્ણે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કર્મયોગમાં આદર્શને સંન્યાસ કરતાં શ્રેષ્ઠ ગણી ઉપદેશ આપ્યો હતો, પણ સામાન્ય જનતા આ ઉપદેશનો લાભ નહોતી ઉઠાવી શકી. હિંદુઓમાં ધર્મ અને આત્માની ઉન્નતિના સર્વોત્તમ વિચારો ગુપ્ત રાખવામાં આવતા હતા અને કહેવામાં આવતું હતું કે અધિકારી વ્યકિત વિના આ રહસ્ય કોઈને બતાવી ન શકાય. સાધારણ હિન્દુ જનતા વહેમો, રૂઢિઓ અને કર્મકાંડમાં ફસાઈ હતી. અસંખ્ય દેવી-દેતાવઓનું ધૂપ-દીપ-નૈવેદ્ય દ્વારા પૂજન કરવામાં જ બધું આવી જતું હતું. સમસ્ત સમાજની હાલત પર વિચાર કરી, તેની કમજોરીઓ દૂર કરીને તેને શકિતશાળી બનાવવા તરફ કોઈનું ધ્યાન નહોતું ગયું. મુસલમાનોને મ્લેચ્છ કહેવામાં આવતા, તેમની સાથે ખાવા-પીવાનો કોઈ વહેવાર નહોતો. પરંતુ તેમનો રાજકારભાર ચલાવનારા મુકાદમ, મહંત, દીવાન

વગેરે ઘણે ભાગે હિંદુ જ હતા. આ સંગ્રહમાં ગુરુ નાનકદેવનાં જે વચનો સંકલિત કરવામાં આવ્યાં છે તેનું ધ્યાનથી અવલોકન કરતાં આ બધી હકીકત સ્પષ્ટપણે માલૂમ પડશે.

હવે અમે એ બતાવવાનો પ્રયત્ન કરીશું કે ગુરુ નાનકદેવે પ્રાચીન સંસ્કૃતિમાં શું શું પરિવર્તન કર્યું, જેના ફળરૂપે તેમના અનુયાયી એક શકિતશાળી સમાજ – શીખ સમાજ–નું સંઘટન પામી શકયા.

ભારતીય ધર્મગ્રંથ ઘણું કરીને 'ઓરૂમ' શબ્દથી શરૂ થાય છે. વ્યાકરણશાસ્ત્રી આ શબ્દની ઉત્પતિ 'અવ્' ધાતુથી માને છે. અને તેનો અર્થ 'રક્ષા કર' એવો કરવામાં આવે છે. પ્રોફેસર મેક્સમૂલર લખે છે કે આ શબ્દ સ્વીકારની ઉકિત સૂચવે છે ને આજકાલ આપણે 'હા' કે 'હું' કહીએ છીએ તેમ તેનો ઉપયોગ થતો હતો. યોગીઓનું કહેવું છે કે આ શબ્દ સૃષ્ટિના પ્રારંભે નિરંકારમાંથી ઉત્પન્ન થયો ને સારા યે સંસારમાં વ્યાપ્ત છે. જેવી રીતે આપણે પશુઓની બોલી ઉપરથી તેમનાં નામ નક્કી કરીએ છીએ તેમ આ શબ્દ પરમતત્ત્વનો દ્યોતક બની ગયો. ઉપનિષદ્ કાળમાં પરમ તત્ત્વના અર્થમાં આ શબ્દપ્રયોગ રૂઢ બની ગયો. પણ સમય જતાં આ શબ્દના ત્રણ અક્ષરો 'અ' 'ઉ' અને 'મ'ના જુદા જુદા અર્થ થવા લાગ્યા. કેટલાક લોકો કહેવા લાગ્યા કે આ ત્રણ અક્ષર જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ દર્શાવે છે. કેટલાક લોકો તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ત્રિમૂર્તિ જોવા લાગ્યા. ગુરુ નાનકદેવે તેમાં એકનો આંકડો જોડી દઈને નક્કી કરી આપ્યું કે આ શબ્દ માત્ર એક નિરંકારનો દ્યોતક છે. અને આ "૧ઉ" નું ઉચ્ચારણ "એક ઓંકાર" સ્પષ્ટ પ્રગટ કરે છે છે કે "નિરકાર કેવળ એક જ છે." તે એક જ પૂજ્ય છે. તેમણે પોતાના અનુયાયીઓને દેવી-દેવતા કે બીજી શકિતઓની પૂજા કરતાં અટકાવ્યા. સત્યરૂપ તો તેને પહેલાંથી જ માનવામાં આવતા હતા પણ 'કર્તાપુરુષ' કહીને ગુરુસાહેબે છ દર્શનો સાથેનો પોતાનો મતભેદ સ્પષ્ટ રીતે બતાવી આપ્યો. સાંખ્ય ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર નથી કરતું. યોગ ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરે છે, પણ સાથે સાથે પુરુષ અને પ્રકૃતિને અનાદિ માને છે અને તેને ઈશ્વર દ્વારા ઉત્પન્ન નથી માનતા. ન્યાય અને વૈશેષિક ઈશ્વરને સૃષ્ટિનો નિયંતા અને કર્મોનો ફલદાતા માને છે પણ તે જગતનો નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણ નહીં. તેના મત અનુસાર પરમાણુ ચિરસ્થાયી છે; એ જ જગતનું ઉપાદાન કારણ છે. જૈમિની પોતાના સૂત્રોમાં ઈશ્વરનો ઉલ્લેખ પણ નથી કરતા. શ્રી શંકરાચાર્ય જીવ અને જગતની ઉત્પત્તિમાં માયાનો પ્રભાવ માને છે. માયા નથી સત્ય, નથી અસત્ય, તે સત્યાસત્ય છે પણ અનિર્વર્ણનીય છે, અથવા શબ્દોમાં તેનું વર્ણન કરવું શકય નથી. માયાના પ્રભાવથી સીમિત બનીને બ્રહ્મ જ જીવ બની ગયો. બ્રહ્મ અકર્તા અને તટસ્થ છે. સંસાર માયાનો ખેલ છે. પરંતુ ગુરુ નાનકદેવ કહે છે કે જીવ અને જગત નિરંકારના હુકમથી હસ્તી ધરાવે છે.

એ તો ચોખ્ખું છે કે જગતને જે પ્રકૃતિ કે માયાનો ખેલ માત્ર માને છે અને સાથે સાથે એ પણ માને છે કે પુરુષ જ્યાં સુધી માયાની જાળમાંથી મુકત ન થાય ત્યાં સુધી પોતાની વાસ્તવિકતા નથી પિછાણી શકતો, તેઓ સંસારનાં કાર્યોને એક ફાંસલો જ ગણે અને તેને ફગાવી દેવાને જ આત્મોન્નતિનું પહેલું પગલું સમજે. પરંતુ ગુરુસાહેબે બતાવ્યું કે સમસ્ત ચક્કર કે ફેલાવો 'તે'ના 'હુકમ'નો ખેલ છે. હુકમને પિછાણી જે માણસ સંસારનાં કાર્યોમાં 'તે'ને અનુસરીને ચાલે છે

એનો આત્મા વિકાસ પામતો જાય છે. જે 'હુકમ'ને સમજી લે છે તેનો અહમ્ આપોઆપ ઓગળતો જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે નિષ્કામ કર્મ એક ફાંસલો નથી પણ આત્માની ઉન્નતિનું સાધન છે. એટલા માટે તો શીખ સંપ્રદાય એક ક્રિયાશીલ સમાજનું રૂપ ધારણ કરી શક્યો.

તે કર્તા નિર્ભય છે, નિર્વૈર, છે અને જે કોઈ તેની પૂજા કે સાધના કરે છે તે પણ નિર્ભય અને નિર્વૈર બની જાય છે. તે અયોનિ છે, અથવા જન્મ ગ્રહણ કરતો નથી. આ ગુણ પરમાત્માના અવતાર-સિદ્ધાંતનું ખંડન કરે છે અને તેમાંથી ઊભી થયેલી મૂર્તિપૂજાનો પણ સખત વિરોધ કરે છે. તે સ્વયંભૂ છે અથવા સ્વયં પ્રકાશિત છે, કોઈએ તેને ઘડ્યો નથી.

જીવાત્માની ઉત્પત્તિ પણ પરમાત્માથી જ થાય છે. એ તેનો જ અંશ છે. તેના હુકમ પ્રમાણે જીવન વ્યતીત કરનાર વ્યકિતમાં તેની જ્યોતિનો અંશ પ્રજ્જ્વલિત થઈ ઊઠે છે; પરમાત્માની જ્યોતિમાં જીવ આપોઆપ ઓગળી-પીગળી જાય છે. જીવ-જ્યોતિ પરમાત્માનું સ્વરૂપ ધારણ કરે છે પણ વેદાન્તી માને છે તેમ તે બ્રહ્મ નથી બની જતી. 'જપુજી'માં ગુરુસાહેબે એક ઉદાહરણ આપીને આ સારી રીતે સમજાવ્યું છે: જેવી રીતે નદીનાળાં સમુદ્ર સુધી પહોંચીને તેમાં એકાકાર થઈ જાય છે પણ તેનો પાર નથી પામતા, એવી જ રીતે ભકત પણ 'તે' સાથે એકાત્મ બની જવા છતાં યે 'તે' ઊંડાણ નથી માપી શકતા.

સાધન સંબંધે વિચારીએ તો સહુ ઋષિ-મુનિઓએ યોગનો સહારો લીધો છે અને તેનું અંતિમ અંગ છે સમાધિ. સમાધિમાં પારંગત થવા માટે ઉપનિષદ્ સમયથી જ એકાંત સ્થાનમાં જઈ સાધના કરવાનો ઉપદેશ કે આદેશ આપવામાં આવ્યો છે. સ્વામી વિવેકાનંદે યોગસૂત્રોના અંગ્રેજી અનુવાદ 'રાજયોગ'ના એક પરિશિષ્ટમાં શ્વેતાશ્વર ઉપનિષદ્‌માંથી એક ઉતારો આપ્યો છે તેમાં લખ્યું છે: "પર્વતની ગુફાઓ જેવાં સ્થાનોમાં, જ્યાં ભૂમિ સમતલ હોય, રેતી કે કાંકરા ન હોય, જ્યાં લોકોની અવરજવરનો કે ઘોંઘનો વિઘ્નકારક અવાજ ન હોય, જે મનને અનુકૂળ અને આંખોને ગમી જાય એવાં સ્થાનોમાં મનને જોડવું, ધ્યાનમગ્ન થવું કે યોગસાધના કરવી ઉચિત છે."

માણસના મનના બે ભાગ છે: ધ્યાન અને સ્મરણ. ધ્યાન તો એકાંત સ્થળે સ્થિર બેસીને જ સાધી શકાય છે પણ સ્મરણ તો કાર્યમાં મશગૂલ રહેવા છતાં પણ કોઈ એક સંકલ્પમાં પરોવાઈ શકે છે. ગુરુસાહેબે સાધના માટે સ્મરણનો માર્ગ અપનાવવાનો ઉપદેશ આપ્યો છે. મનુષ્ય પોતાના સર્જનહાર પરમાત્માને ભૂલી ગયો છે એટલે દુ:ખી છે. પરમાત્મા સર્વવ્યાપી છે. આ સત્યને પ્રભુ-સ્મરણ દ્વારા જિજ્ઞાસુ પોતાની ચેતનામાં સંસ્થાપિત કરે તો તે પાપ નહીં કરી શકે અને અંતરાત્મામાં જ્યોતિ પ્રજ્જ્વલિત થઈ જશે. યોગસાધનાના આઠ અંગ છે. ગુરુ નાનકે પણ અષ્ટાંગ સાધનોનો ઉપદેશ આપ્યો છે. ગુરુસાહેબના કથન અનુસાર પ્રથમ અંગ સંતોષ અને બીજું સેવા છે. ત્રીજું અંગ છે ગુરુવાણીનો પાઠ તથા ઉપદેશ પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન. ત્યાર પછી સત્સંગ અને કીર્તનનું સ્થાન છે. સંગીતમાં મનને એકાગ્ર કરવાની શકિત છે. ચિત્તને એકાગ્ર કરી વાણીનું શ્રવણ કરવામાં આવે તો મન પર વધારે પ્રભાવ પડે છે. ત્યાર પછી નામ, જપ અને સ્મરણ આવે છે.

પવિત્ર મનમા નામનો નિવાસ થઇ શકે છે. એટલા માટે તેમણે જે ધર્મનો ઉપદેશ આપ્યો છે તેનો પાયો સદાચાર છે. જે રૂઢિ કે કર્મકાંડ મનને સત્યને રસ્તે દોરવામાં સહાયક નથી તે નિષ્ફળ છે.

ઈશ્વર સહુનો સર્જનહાર છે, સહુના અંતરમાં તેની જ્યોતિ છે અને સહુ વ્યકિત સમાન છે. ઉચ્ચ-નીચ અથવા અસ્પૃશ્ય કોઈ પણ નથી. ગુરુ નાનકનો ઉપદેશ સહુને માટે સમાન છે. માત્ર પુરુષો માટે જ નહીં, સ્ત્રીઓને માટે પણ. વેદ કે ઉપનિષદ્ કાળમાં સ્ત્રીનું સ્થાન ભલે ગમે તે રહ્યું હોય પણ આ સત્યનો ઇન્કાર નથી થઈ શકતો કે ગુરુસાહેબના સમયમાં તો ચોક્કસપણે સ્ત્રીઓને શૂદ્ર ગણવામાં આવતી હતી અને તેમને અભણ રાખવામાં આવતી હતી. ગુરુસાહેબે તેનો જોરદાર વિરોધ કર્યો. તેમણે છડેચોક કહ્યું કે સ્ત્રી અને પુરુષ સહુ કોઈને આ માર્ગ પર ચાલવાનો સમાન અધિકાર છે. ગોરખનાથે સ્ત્રીજાતિ વિષે કડવા શબ્દો વાપર્યા હતા. ગુરુ નાનકે તેની સામે પોતાનો તીવ્ર વિરોધ જાહેર કર્યો અને કહ્યું કે સ્ત્રી તો સમસ્ત પુરુષજાતિની માતા છે, તેને નીચ કેવી રીતે ગણી શકાય ?

ગુરુસાહેબે લોકભાષામાં ઉપદેશ આપીને લોકોને સન્માર્ગે ચાલવાની પ્રેરણા આપી, જાતિ-વાદ, વર્ણભેદ અને નિવૃત્તિનો વિરોધ કર્યો, અને સહુને સમાનતાનો અધિકાર આપીને એક એવા સમાજનો પાયો નાખ્યો, જેમાંથી પ્રજાની શકિત જાગ્રત થઈ, પરિણામે તે સમાજ જોરજુલમનો નાશ કરવામાં પૂરેપૂરો સફળ થયો.

પ્રત્યેક શ્રદ્ધાળુ આદમીને ગુરુસાહેબે બોધ આપ્યો કે તે પોતાના હાથથી સહુની સેવા કરે, પરસેવો પાડીને રોટલો કમાય અને તેમાંથી ગરીબગુરબાને મદદ કરે. સત્યની રક્ષા માટે જરૂર પડે તો તલવાર ઉઠાવવામાં પણ આંચકો ન ખાય અને બીજાઓને પણ આ માર્ગ પર કદમ ઉપાડવાની હાકલ કરે. આ રીતે એક જ વ્યકિતમાં શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણને ગૂંથી આપવાનું ગુરુસાહેબનું કાર્ય હતું. તેમની પહેલાં પણ રામાનંદ, કબીર, ચૈતન્ય વગેરે ભકતોએ ધાર્મિક ક્ષેત્રમાં ઉચ્ચ-નીચના ભેદભાવને મિટાવી દેવાનો ઉપદેશ આપ્યો હતો, પરંતુ તેમણે રાજ્ય સામે એક હરફ પણ નહોતો ઉચ્ચાર્યો; જોકે ગુરુ ગ્રંથસાહેબમાં સંકલિત કબીર અને નામદેવની વાણીથી સ્પષ્ટ સંકેત મળે છે કે તેમના પર રાજ્ય તરફથી અત્યાચાર થયો હતો. ગુરુ નાનકે તે સમયની રાજ્યવ્યવસ્થા, ન્યાયપ્રણાલી અને પ્રજાની સાથે કરવામાં આવતા વહેવારની ઉઘાડે છોગ ટીકા કરી છે. તેમણે અન્યાયની સામે અવાજ ઉઠાવ્યો. એને પરિણામે પોતાની અવદશા તરફ લોકોનું ધ્યાન ગયું અને થોડા જ સમયમાં અત્યાચારો સામે છાતી કાઢવા માટે જનતા તૈયાર થઈ ગઈ. બાબરના આક્રમણ સંબંધે ગુરુસાહેબે જે શબ્દો ઉચ્ચાર્યા છે તેમાં કોઈપણ જાતના સાંપ્રદાયિક ભેદભાવ વગર પોતાના દેશવાસીઓ પ્રત્યેનો તેમનો હાર્દિક પ્રેમ સ્પષ્ટ જોઈ શકાય છે. એનો સાર જોઈએ તો એકબીજાના કટ્ટર વિરોધી હિન્દુ ને મુસલ-માન ગુરુસાહેબને ચાહવા લાગ્યા. અને તે પરમ તત્ત્વમાં લીન થયા ત્યારે બંને વચ્ચે ઝઘડો થઈ ગયો. હિંદુ તેમને હિંદુ માનતા હતા, મુસલમાન માનતા હતા મુસલમાન. જે સમાજની તેમણે સ્થાપના કરી તેની રોજની અરદાસ અર્થાત્ પ્રાર્થના આ શબ્દો સાથે સમાપ્ત થાય છે :

**"નાનક નામ ચઢદી કલા,**
**તેરે ભાણે સરબત્ત દા ભલા."**

ભાવાર્થ એ કે અમને નામસ્મરણના અને ચડતી કળા, એટલે કે સદાયે આશાભર્યા રહેવાના આશીર્વાદ આપો. તારી શુભ કામના એવી પ્રભાવશાળી હો કે સમસ્ત સંસારનું કલ્યાણ થાઓ.

ભાગ પહેલો

# પરાભૌતિક સિદ્ધાન્ત

## ઈશ્વર

[1] ઓંકાર, સતિનામુ કરતાપુરુખ, નિરભઉ, નિરવૈરુ,
અકાલમૂરતિ, અજૂની, સૈભંગ ગુરુપ્રસાદિ.

[1] પરમ તત્ત્વ કેવળ એક છે, તેનો વાચક ૐ છે, તે સત્ય-સ્વરૂપ છે, ચિરકાળ ટકી રહેનારો છે, સૃષ્ટિનો સર્જનહાર છે તથા સૃષ્ટિમાં વ્યાપ્ત છે, નિર્ભય છે, નિર્વૈરી છે, કાળથી પર છે, અજન્મા છે, સ્વયં પ્રકાશિત છે અને તે ગુરુની કૃપાથી પામી શકાય છે. —મૂલ મંત્ર, જપૂ.

## અકાલ પુરુષની એકતા

: 1 :

દૂજી માઈઆ જગત ચિત વાસુ, કામ ક્રોધ અહંકાર બિનાસુ – 1
દૂજા કઉણુ કહા નહીં કોઈ, સભ મહિ એકુ નિરંજનુ સોઈ – રહાઉ.
દુજી દુરમતિ આખૈ દોઇ, આવૈ જાઈ મરિ દૂજા હોઇ – 2
ધરણિ ગગનિ નહ દેખઉ દોઇ, નારી પુરખ સબાઈ લોઇ – 3
રવિ સસિ દેખઉ દીપક ઉજિઆલા, સરબ નિરંતરિ પ્રીતમુ બાલા – 4
કરિ કિરપા મેરા ચિતુ લાઇઆ, સતિગુરિ મો કઉ એક બુઝાઇયા – 5
એકુ નિરંજનુ, ગુરુમુખિ જાતા, દૂજા મારિ સબદિ પછાતા – 6
એકો હુકમુ બરતૈ સભ લોઈ, એકસુ તે સભ ઓપતિ હોઈ – 7
રાહ દોવૈ ખસમુ એકો જાણુ, ગુર કૈ સબદિ હુકમુ પછાણુ. – 8
સગલ રૂપ વરન મનમાહી, કહુ નાનક એકો સાલાહી. – 9

ગઉડી અસટપદીઆ

: 2 :

એકો એક કહૈ સભુ કોઈ હઉમૈ ગરબુ વિઆપૈ.
અંતરિ બાહરિ એકુ પછાણૈ ઈઉ ઘરુ મહલુ સિઞાપૈ.
પ્રભુ નેડૈ હરિ દૂરિ ન જાણહુ એકો સૃસટિ સબાઈ.
અકંકાર અવરુ નહીં દૂજા નાનક એક સમાઈ.

રામકલી દખણી, ઓઅંકાર

: 3 :

એક આચારુ રંગ ઈકુ રૂપુ, પઉણુ પાણી અગની અસરૂપુ.
એકો ભવરુ ભવૈ તિહુ લોઇ, એકો બૂઝૈ સૂઝૈ પતિ હોઈ.
ગિઆનુ ધિઆનુ લે સમસરિ રહૈ, ગુરમુખિ એકુ વિરલા કો લહૈ.
જિસનો દેઇ કિરપા તે સુખુ પાએ, ગુરુ દુઆરૈ આખિ સુણાએ. – 7

રામકલી દખણી, ઓઅંકાર

: 1 :

માયાથી જગતના ચિત્તમાં દ્વૈતભાવ રહે છે. કામ, ક્રોધ, અહંકારથી વિનાશ થાય છે.
તારા વિના બીજો છે જ ક્યાં? ક્યાંય નથી. સહુમાં તે એક જ નિરંજન છે.
બીજી તો છે દુર્મતિ, જે કહે છે કે બે છે. જીવ આવે છે, જાય છે, મરે છે, ને બીજો થાય છે.
ધરતી-આકાશમાં બીજો નજરે નથી પડતો; સ્ત્રી, પુરુષ અને સર્વ લોકમાં બીજો કોઈ નથી.
સૂર્ય અને ચન્દ્રના ઉજ્જવળ દીપકોમાં નિહાળું છું સર્વત્ર સદાય એ જ પ્રિયતમ.
કૃપા કરીને એણે મારું ચિત્ત એનામાં જોડી દીધું છે, સતગુરુએ મને એકનું રહસ્ય સમજાવી દીધું છે.
ગુરુના ઉપદેશથી એક જ નિરંજનને જાણ્યા છે, બીજાનો અંત આણ્યો છે, શબ્દ પિછાણ્યો છે.
સર્વ લોકમાં એ એકનો હુકમ ચાલે છે, સર્વની ઉત્પત્તિ એ એકમાંથી જ થાય છે.
માર્ગ બે છે, માલિક એક છે, એ જાણી લો, ગુરુના ઉપદેશથી હુકમ પિછાણી લો.
સઘળાં રૂપ અને વર્ણ મનની ભીતરમાં જ વસે છે, નાનક કહે છે કે એક જ વખાણને પાત્ર છે.

(223)

: 2 :

એક છે, એક છે એમ સહુ કોઈ કહે છે, પણ અહંકાર તો બધામાં ભર્યો છે.
અંદર ને બહાર એકને જાણી લો, તો ખબર પડશે કે એનો નિવાસ ક્યાં છે.
પ્રભુ સાવ પાસે જ છે, એને દૂર ન જાણો. સારી યે સૃષ્ટિ એક જ છે.
એક ઓમકાર વિના બીજું કાંઈ નથી. નાનક કહે છે કે એક સર્વત્ર સમાયેલ છે.

(730)

: 3 :

એક આચાર છે, રંગ-રૂપ એક છે. પવન, પાણી, અગ્નિ એનું સ્વરૂપ છે.
એક જ ભમરો ત્રણે લોકમાં ભમે છે. એકને જાણવાથી આદર મળે છે.
જ્ઞાન અને ધ્યાનમાં જે સમતા રાખી રહે, એવા ગુરુમુખ કોઈક વિરલા જ હોય છે.
જેના પર કૃપા થાય છે, એને જ સુખ મળે છે. ગુરુને બારણે આ વાણી કાને પડે છે.

(930)

## અકાલ પુરુષ સત્ય (સદા ટકી રહેવાવાળા) છે

: 4 :

અલાહુ અલખુ અગંમ કાદરુ કરણહારુ, કરીમુ.
સભ દુની આવણ જાવણી મુકામુ એકુ, રહીમુ–6.
મુકામુ તિસનો આખીઐ જિસુ સિસિ ન હોવી લેખુ.
અસમાનુ ધરતી ચલસી મુકામુ ઓહી એકુ,–7
દિન રવિ ચલૈ નિસિ સસિ ચલૈ તારિકા લખ પલોઇ.
મુકામુ ઓહી એકુ, હૈ નાનકા સચુ બગોઇ–8–17.

સિરી રાગુ, અસટપદીઆ.

: 5 :

સચુ પુરાણા હોવૈ નાહી સીતા કદે ન પાટૈ,
નાનક સાહિબુ સચો સચા તિચર જાપી જાપૈ–1

વાર રામકલી, સલોક 1, પઉડી–9

: 6 :

ધંનુ સુ કાગદુ કલમ ધંનુ ધનુ ભાંડા ધનુ મસુ .
ધનુ લેખારી નાનકા જિનિ નામુ લિખાઇઆ સચુ.–1.

વાર મલાર, સલોક 1, પઉડી–28

## તે સહુના સર્જક છે અને સ્વયં પોતાની સૃષ્ટિમાં વ્યાપત છે

: 7 :

તૂ કરતા પુરખુ અગંમુ હૈ આપિ સૃસટિ ઉપાતી.
રંગ પરંગ ઉપારજના બહુ બહુ બિધિ ભાતી.
તૂં જાણહિ જિનિ ઉપાઈઓ સભુ ખેલુ તુમાતી.

વાર માઝ, પઉડી–1

: 8 :

તૃતીઆ બ્રહ્મા બિસનુ મહેસા, દેવી દેવ ઉપાએ વેસા.
જોતી જાની ગણત ન આવૈ, જિનિ સાજી સો કીમતિ પાવૈ.
કીમતિ પાઇ રહિઆ ભરપૂરિ, કિસુ નેડૈ કિસુ આખા દૂરિ–4

બિલાવલુ, થિતી પઉડી–4

: 4 :
અલ્લાહ અલખ, અગમ, સર્જનહાર કર્તા ને દયાળુ છે.
સારી યે દુનિયા આવે-જાય છે. કાયમ રહે છે એ કૃપાળુ પરમાત્મા.
કાયમ તેને કહીએ, જેના માથા પર કોઈ કર્મરેખા નથી.
આકાશ ને ધરતી એક દિવસ ચાલ્યાં જશે, અચલ રહેશે એ જ માત્ર એક.
દિવસે સૂર્ય, રાતે ચન્દ્ર ચાલ્યા જ કરે છે, લાખો તારાઓ વિલુપ્ત થઈ જાય છે
અચલ તો એ એક જ છે, નાનક સાચું કહે છે.

(69)

: 5 :
સત્ય કદી પુરાણું થતું નથી, સીવ્યું છે એવું કે કદી ફાટતું નથી,
નાનક કહે છે કે ઈશ્વર સત્યનું પણ સત્ય છે, તેને જપાય ત્યાં સુધી જપો.

(655-656)

: 6 :
ધન્ય એ કાગળ, ધન્ય એ કલમ, ધન્ય એ ખડિયો, ધન્ય એ શાહી.
નાનક કહે છે કે એ લેખક ધન્ય છે, જેણે એનું સત્ય નામ લખ્યું.

(1291)

: 7 :
તું કર્તા પુરુષ અગમ છે, તેં સ્વયં આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે
રંગબેરંગી વિવિધ પ્રકારની સૃષ્ટિ તેં ઉત્પન્ન કરી.
તું જ એને જાણે છે, જેણે આ બધો ખેલ ઊભો કર્યો છે.

(138)

: 8 :
ત્રીજી તિથિએ તેં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તથા અનેક દેવદેવી ઉત્પન્ન કર્યાં.
તારી જ્યોતિથી જે જાતિઓ ઉત્પન્ન થઈ તેને ગણતાં પાર આવે તેમ નથી.
જેણે આ સર્જન કર્યું એ જ તેનું મૂલ્ય આંકશે.
મૂલ્ય આંકશે એ કે જે સર્વવ્યાપક છે.
કેવી રીતે કહું, કોની એ નિકટ છે? કોનાથી દૂર છે?

(839)

: 9 :

કરણકારણ સમરથુ હૈ કહુ નાનક બીચારિ,
કારણુ કરતે વસિ હૈ જિનિ કલ રખી ધારિ.–2

સહસકૃતી, સલોક–5

## તે સર્વવ્યાપી પણ નિર્લેપ છે

: 10 :

સહસ તવ નૈનનનનૈન હહિ તોહિ, કઉ સહસ મૂરતિ નના એક તોહી.
સહસ પદ બિમલ નન એક પદ ગંધ બિનુ સહસ તવ ગંધ ઇવ ચલત મોહી–2
સભ મહિ જોતિ જોતિ હૈ સોઇ, તિસ કૈ ચાનણિ સભ મહિ ચાનણુ હોઇ–1-7-9

ધનાસરી

: 11 :

બલિહારી કુદરતિ વસિઆ તેરા અંતુ ન જાઇ લખિઆ –રહાઉ–
જાતિ મહિ જોતા, જોતિ મહિ જાતા, અક્લ કલા ભરપૂરિ રહિઆ.
તૂં સચા સાહિબુ સિફતિ સુઆલ્હિઉ, જિનિ કીતી સો પારિ પઇઆ.

વાર આસા, સલોક 1, પઉડી–12

## તે નિર્ભય અને નિર્વૈર છે

: 12 :

ભૈ વિચિ પવણુ વહૈ સદ વાઉ, ભૈ વિચિ ચલહિ લખ દરીઆઉ,
ભૈ વિચિ અગનિ કઢૈ વેગારિ, ભૈ વિચિ ધરતી દબી ભારિ.
ભૈ વિચિ ઇંદુ ફિરૈ સિરિ ભારિ, ભૈ વિચિ રાજા ધરમ દુઆરુ.
ભૈ વિચિ સૂરજુ ભૈ વિચિ ચંદુ, કોહ કરોડી ચલત ન અંતુ.
ભૈ વિચિ સિધ બુધ સુરનાથ, ભૈ વિચિ આડાણે આકાસ.
ભૈ વિચિ જોધ મહાબલ સૂર, ભૈ વિચિ આવહિ જાવહિ પૂર.
સગલિઆ ભઉ લિખિઆ સિરિ લેખુ, નાનક નિરભઉ નિરંકારૂ સચુ એકુ
નાનક નિરભઉ નિરંકારૂ હોરિ કેતે રામ રવાલ.
કેતીઆ કંન્હ કહાણીઆ કેતે વેદ બીચાર.

વાર આસા, સલોક 1, 2, પઉડી–4

: 9 :
નાનક વિચારીને કહે છે કે, કરણ-કારણ તે છે, સમર્થ પણ તે જ છે.
સમસ્ત કારણ કર્તાને આધીન છે, જેણે આ કળા ધારણ કરેલી છે.

(1353)

: 10 :
સહસ્ર તારાં નયનો છે, તારે એક પણ નયન નથી, સહસ્ર તારી મૂર્તિઓ છે,
તારી એક પણ મૂર્તિ નથી.
સહસ્ર તારાં નિર્મલ ચરણો છે, તારે એક પણ ચરણ નથી, તું ગંધવિહીન છે,
અને છતાં સહસ્ર ગંધરૂપે તું વહે છે.
તારી આ લીલા મને મુગ્ધ કરી દે છે.
સર્વમાં જ્યોતિ છે એ તો એ જ જ્યોતિ છે.
તેના પ્રકાશથી સર્વ કાંઈ પ્રકાશિત છે.

(13)

: 11 :
સમસ્ત પ્રકૃતિ – આ અખિલ બ્રહ્માંડમાં વસનારા, હું તારા પર વારી જાઉં છું.
તારો પાર પામી શકાય એમ નથી.
જાતિમાં તું જ્યોતિ છો, જ્યોતિમાં તું જાતિ છો, તારી અકળિત કળાથી
તું સર્વત્ર સભર રહ્યો છો.
તું સાચો સ્વામી છો, તારી સ્તુતિ સુંદર છે, જેણે તારા ગુણ ગાયા તે
ભવસાગર તરી ગયા.

(469)

: 12 :
ભયથી પવન સદા વહે છે, ભયથી વહે છે લાખો નદીઓ.
ભયથી અગ્નિ પ્રજાળે છે, ભયથી પૃથ્વી ભાર નીચે દબાયેલી છે.
ભયથી ઇન્દ્ર ભાર ઉપાડીને ફરે છે, ભયથી ધર્મરાજ કાર્યરત રહે છે.
ભયથી સૂર્યચન્દ્ર ચાલે છે, કરોડો કોસ ચાલવા છતાં અંત નથી.
ભયથી સિદ્ધ, બુદ્ધ, ઇન્દ્ર વગેરે દેવો રહ્યા છે, ભયથી આકાશ છવાયેલું છે.
ભયથી મહા બળવાન શૂરવીર યોદ્ધાઓ રહ્યા છે, ભયથી સર્વ જીવો જન્મે છે ને મરે છે.
સર્વને માથે ભય લખાયેલો છે, નાનક કહે છે કે એકમાત્ર સાચા સ્વામી નિરંકાર જ નિર્ભય છે.
કેટકેટલા રામ આ નિર્ભય નિરંકારની કેવળ ચરણરજ છે!
અને કેટલા કૃષ્ણ ને વેદવાણી એની પાસે નામમાત્ર છે!

(464)

: 13 :

જુગિ જુગિ થાપિ સદા નિરબૈરુ,
જનમિ મરણિ નહીં ધંધા ધૈરુ.

રામકલી દખણી, ઓઅંકાર, પઉડી–15

## તેનું અસ્તિત્વ કાલ-રહિત છે

: 14 :

જગુ તિસ કી છાઈઆ જિસુ બાપુ ન માઈઆ.
ના તિસુ ભૈણ ન ભરાઉ કમાઈઆ.
ના તિસુ ઓપતિ ખપતિ કુલ જાતી ઓહુ અજરાવરુ મનિ ભાઈઆ–2
તૂ આકાલ પુરખુ નાહી સિરિ કાલા,
તૂ પુરખુ અગંમ અલેખ નિરાલા
સત સંતોખિ સબદિ અતિ સીતલુ સહજ ભાઈ લિવિ લાઈઆ – 3

મારૂ સોલહે

## તે અજન્મા છે

: 15 :

અલખ અપાર અગંમ અગોચર ના તિસુ કાલુ ન કરમા,
જાતિ અજાતિ અજોની સંભઉ ના તિસુ ભાઉ ના ભરમા. – 1
સાચે સચિઆર વિટહુ કુરબાણુ,
ના તિસુ રૂપ વરનુ નહીં રેખિઆ સાચે સબદિ નીસાણુ – રહાઉ.
ના તિસુ માત પિતા સુત બંધપ ના તિસુ કામુ ન નારી,
અકુલ નિરંજન અપર પરંપરુ અગલી જોતિ તુમારી – 2

સોરઠિ

: 16 :

ન તિસુ બાપુ ન માઇ કિનિ તૂ જાઈઆ,
ના તિસુ રૂપુ ન રેખ બરન સબાઈઆ,
ના તિસુ ભુખ પિઆસ રજા ધાઈઆ

વાર મલાર, પઉડી–2

: 13 :

જુગ જુગથી તે સ્થાપન કરે છે, પણ સદાયે વેર-વિહીન છે.
તેને જનમ-મરણ નથી, અને કોઈ ધંધોધાપો પણ નથી.

(931)

: 14 :

આ જગત તેની છાયા છે, જેને કોઈ નથી મા-બાપ કે ભાઈ-બહેન.
તેને જન્મ, મરણ, કળ કે જાતિ નથી, તે છે અજર, અમર, મનભાવન.
તું અકાલ પુરુષ, તારે માથે કાળ નથી, તું પુરુષ અલેખ, અગમ, નિરાલા.
સત્, સંતોષ અને અત્યંત શીતલતાથી ભરેલા શબ્દો વડે
સહજ ભાવથી તારામાં લગની લાગી છે.

(1038)

: 15 :

અલખ, અપાર, અગમ, અગોચર, તેને નથી કાળ, નથી કર્મ.
તે અજાતિ, અયોનિજ, સ્વયંભૂ, તેને નથી મોહ, નથી ભ્રમ.
એ ચિરસ્થાયી સત્ય પર કુરબાન છું.
તેને રૂપ, રંગ કે રેખા નથી, સત્ય શબ્દો દ્વારા એને જાણી શકાય છે.
તેને માતા પિતા પુત્ર કે ભાઈ નથી, તેને નથી કામ, નથી કામિની.
હે અકુલ નિરંજન, અપરંપાર, આ સકળ વિશ્વ તારી જ જ્યોતિ છે.

(597)

: 16 :

તેને નથી માત-પિતા, ત્યારે તેને જન્મ કોણે આપ્યો?
તેને નથી રૂપ, નથી રેખા, તો પણ સઘળા રૂપરંગ તેના જ છે.
તેને નથી ભૂખ, નથી તરસ, તે સદાયે સંતૃપ્ત છે.

(1279)

## તે સ્વયંભૂ છે

: 17 :

આપીન્હૈ આપુ સાજિઓ, આપીન્હૈ રચિઓ નાઉ.
દુયી કુદરતિ સાજીઐ કરિ આસણુ ડિઠો ચાઉ.
દાતા કરતા આપિ તૂં તુસિ દેવહિ કરહ પસાઉ

વાર આસા, પઉડી–1

## તે ચિત્ સ્વરૂપ છે

: 18 :

પપૈ પાતિસાહુ પરમેસરુ વેખણ કઉ પરપંચુ કીઆ.
દેખૈ બૂઝૈ સભ કિછુ જાણૈ અંતરિ બાહરિ રવિ રહિઆ.–24

આસા પટા

## તેનો પાર કોઇ પામી શકતું નથી

: 19 :

તૂં દરીઆઉ દાના બીના મૈં મછુલી કૈસે અંતુ લહા,
જહ જહ દેખા તહ તહ તૂ હૈ તુઝ તે નિકસી ફૂટિ મરા,
ન જાણા ભેઉ ન જાણા જાલિ, જા દુખુ લાગૈ તા તુઝૈ સમાલી–1-31, રહાઉ.

સિરી રાગુ

: 20 :

સાલ્રાહી સાલાહિ એતી સુરતિ ન પાઈઆ,
નદીઆ અતૈ વાહ પવહિ સમુંદિ ન જાણીઅહિ.
સમુંદ સાહ સુલતાન ગિરહા સેતી માલુ ધનુ,
કીડી તુલિ ન હોવની જે તિસુ મનહુ ન વીસરહિ–23

જપુ, પઉડી–23

: 17 :

તેણે પોતે જ પોતાનું સર્જન કર્યું, અને 'નામ'ની રચના કરી.
પ્રકૃતિને પણ તેણે સર્જી, અને એ આસન પર બેસી આનંદથી દૃષ્ટિ કરી.
દાતા, સૃષ્ટા તું જ છે, તું પ્રસન્ન થઈને સહુ પર કૃપા વરસાવે છે.

(463)

: 18 :

તે પરમ પિતા, રાજરાજેશ્વર, પ્રભુએ નીરખવા માટે પ્રપંચની રચના કરી.
તે જુએ છે, સમજે છે, સઘળું જાણે છે; તે સહુની અંદર અને બહાર સમાયો છે.

(433)

: 19 :

તું નદી છો, સઘળું જાણતી ને જોતી. હું છું માછલી, તારો પાર કેવી રીતે પામું?
જ્યાં જ્યાં જોઉં છું ત્યાં તું જ છો. તારાથી અલગ થાઉં તો ફાટી મરું.
શી ખબર? કોણ માછીમાર, કેવી જાળ ? દુ:ખ પડે ત્યારે તને યાદ કરું છું.

(25)

: 20 :

સ્તુતિ કરનારાઓ તારી સ્તુતિ કરે છે, પણ તને પૂરો કોણ પિછાણી શકે છે?
નદી-નાળાં સમુદ્રમાં ઠલવાય છે, પણ એનો પાર કેવી રીતે પામી શકે?
સમુદ્રના સુલતાન હોય કે પહાડ જેટલું નાણું ધરાવતા હોય,
પણ તને જે મનથી નથી વિસારતા, તેમની પાસે એ કીડી જેવા તુચ્છ છે.

(5)

# જગત્ ઉત્પત્તિ

હુકમી હોવનિ આકાર, હુકમુ ન કહિઆ જાઈ,
હુકમી હોવનિ જીઅ, હુકમિ મિલૈ વડિઆઈ.[1]
જપુ, પઉડી–2

[1] હુકમથી બધા આકાર ઘડાય છે, હુકમનું વર્ણન થઈ શકતું નથી.
હુકમથી જીવ ઉત્પન્ન થાય છે, હુકમથી મોટાઈ મળે છે.

: 21 :

અરબદ નરબદ ધુંધૂકારા, ધરણિ ન ગગના હુકમુ અપારા
ના દિનુ રૈનિ ન ચંદુ ન સૂરજૂ સુંન સમાધિ લગાઈદા–1
ખાણી ન બાણી પઉણ ન પાણી, ઓપતિ ખપતિ ન આવણ જાણી,
ખંડ પતાલ સપત નહીં સાગર, નદી ન નીરું વહાઈદા–2
ના તદિ સુરગુ મછુ પઈઆલા, દોજકુ ભિસતુ નહીં ખૈ કાલા,
નરકુ સુરગુ નહીં જંમણુ મરણા, ના કો આઈ ન જાઈદા–3
બ્રહમા બિસનુ મહેસુ ન કોઈ, અવરુ ન દીસૈ એકો સોઈ,
નારિ પુરખુ નહીં જાતિ ન જનમા, ના કો દુખુ સુખુ પાઈદા–4
ના તદિ જતી સતી બનવાસી, ના તદિ સિધ સાધિક સુખવાસી,
જોગી જંગમ ભેખુ ન કોઈ, ના કો નાથુ કહાઈદા–5
જપ તપ સંજમ ના બ્રત પૂજા, ના કો આખિ વખાણૈ દૂજા,
આપૈ આપિ ઉપાઈ વિગસૈ, આપૈ કીમતિ પાઈદા–6
ના સૂચિ સંજમુ તુલસી માલા, ગોપી કાનુ ન ગઊ ગોઆલા,
તંતુ મંતુ પાખંડુ ન કોઈ, ના કો વંસુ વજાઈદા–7
કરમ ધરમ નહી માઈઆ માખી, જાતિ જનમુ નહીં દીસૈ આખિ,
મમતા જાલુ કાલુ નહી માથૈ, ના કો કિસૈ ધિઆઈદા–8

... ... ... ... ... ...

ના કો મુલા ના કો કાજી, ના કો સેખુ મસાઈકુ હાજી,
રઈઅતિ રાઉ ન હઉમૈ દુનીઆ, કો કહણુ કહાઈદા–11

... ... ... ... ... ...

બેદ કતેબ ન સિમૃતિ સાસત, પાઠ પુરાણ ઉદૈ નહી આસત,
કહતા બકતા આપિ અગોચરુ, આપૈ અલખુ લખાઈદા–13

જા તિસુ ભાણા તા જગતુ ઉપાઈઆ, બાઝુ કલા આડાણુ રહાઈઆ,
બ્રહમા બિસનુ મહેસુ ઉપાએ, માઈઆ મોહુ વધાઈદા–14

વિરલે કઉ ગુરિ સબદુ સુણાઈઆ, કરિ કરિ દેખૈ હુકમુ સબાઈઆ,
ખંડ બ્રહમંડ પાતાલ અરંભે, ગુપતહુ પરગટીઆઈદા–15

તા કા અંતુ ન જાણૈ કોઈ, પૂરે ગુર તે સોઝી હોઈ
નાનક સાચિ રતે બિસમાદી બિસમ ભએ ગુણ ગાઈદા–16

—મારુ સોલહે

: 21 :

અસંખ્ય યુગો સુધી અંધાધૂંધ અંધારું છવાયું, ત્યારે ધરતી-આકાશ નહોતા,
હતો માત્ર અનંત હુકમ.

દિવસ-રાત નહોતાં, ચંદ્ર-સૂર્ય નહોતા, એ એક શૂન્ય સમાધિ લગાવીને બેઠા હતા.
કોઈ યોનિ નહોતી, વાણી નહોતી, નહોતા પવન અને પાણી,
જન્મ, મરણ કે આવાગમન નહોતું.

નવ ખંડ, સાત સાગર ને પાતાળ નહોતા, નદીઓમાં જળ નહોતું વહેતું.
ત્યારે સ્વર્ગ, મૃત્યુ, પાતાલ ત્રણે લોક નહોતા, દોજખ, બેહિસ્ત ને
લોકનો ક્ષય કરનારો કાળ નહોતો.

નરક, સ્વર્ગ, જન્મ, મરણ નહોતાં, નહોતું કોઈ આવતું, નહોતું જતું.
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કોઈ નહોતા, બીજું કોઈ જોવામાં નહોતું આવતું,
માત્ર એ એક હતા.

સ્ત્રી-પુરુષ નહોતાં, જન્મ જાતિ નહોતાં, ત્યારે કોઈ સુખદુ:ખ ભોગવનારું નહોતું.
ત્યારે જતિ, સતી, વનવાસી નહોતાં, ત્યારે સિદ્ધ, સાધક,
સમાધિમગ્ન કોઈ નહોતા.

જોગી, જંગમ, ભેખધારી નહોતા, પોતાને નાથ કહેવડાવનારા પણ નહોતા.
જપ તપ સંયમ નહોતાં, વ્રત પૂજા નહોતી, બીજાનાં વખાણ કરનારું પણ કોઈ નહોતું.
તે પોતે જ પોતાનામાંથી ઉત્પન્ન થઈ વિકસતા હતા, પોતાનું મૂલ્ય
આંકનારા પણ એ પોતે જ હતા.

શુદ્ધિ, સંયમ, તુલસીમાલા વગેરે નહોતાં, ગોપી, કૃષ્ણ, ગાય ને ગોવાળ નહોતા.
તંત્ર મંત્ર પાખંડ નહોતાં, ત્યારે બંસી બજાવનાર પણ કોઈ નહોતો.
કર્મ, ધર્મ ને માયારૂપી માખી નહોતી, નાતજાતનાં જન્મ ત્યારે જોવામાં આવતાં નહોતાં.
મમતાની જાળ નહોતી, માથે કાળ નહોતો, ત્યારે કોઈ કોઈનું ધ્યાન ધરતું નહોતું.

... ... ... ... ... ...

ન કોઈ મુલ્લા હતા, ન કોઈ કાજી, શેખ, મુરીદ કે કોઈ હાજી નહોતા.
નહોતી રૈયત, નહોતા રાજા, અહમની દુનિયા નહોતી, કહેવા-કારવવાવાળું કોઈ નહોતું.

... ... ... ... ... ...

ત્યારે વેદ, કુરાન સ્મૃતિશાસ્ત્રો નહોતાં, પાઠ, પુરાણ નહોતાં,
ઉદય ને અસ્ત નહોતા.

એ સ્વયં અગોચર પોતે જ વકતા ને વચન હતા, એ અલખ પોતે જ
પોતાના ભાષ્યકાર હતા.

તેમની ઇચ્છા થઈ ત્યારે તેમણે જગત રચ્યું, આધારરહિત આકાશને તેમણે ટેકવ્યું.
બ્રહ્મા, વિષ્ણુ, મહેશને ઉત્પન્ન કર્યા અને માયા-મોહનો વિસ્તાર કર્યો.
કોઈક વિરલાને જ ગુરુનો ઉપદેશ સુણાવ્યો, તેના હુકમથી જ સંસારની
ઉત્પતિ ને પાલન-પોષણ થાય છે.

સમસ્ત ખંડ, બ્રહ્માંડ ને પાતાલને સરજ્યાં અને જે કાંઈ ગુપ્ત હતું
તે પ્રગટ કરી દીધું.

તેનો અંત કોઈ જાણતું નથી, પૂરા ગુરુ પાસેથી જ એની ઝાંખી થાય છે.
નાનક કહે છે કે સત્યમાં રંગાયેલા મતવાલા બની એના જ ગુણગાન ગાય છે.

## સૃષ્ટિ અનંત

: 22 :
પાતાલા પાતાલ લખ આગાસા આગાસ,
ઓડક ઓડક ભાલિ થકે વેદ કહનિ ઈક વાત,
સહસ અઠારહ કહનિ કતેબા અસુલૂ ઈકુ ધાતુ,
લેખા હોઈ ત લિખીઐ લેખૈ હોઈ વિણાસુ
નાનક વડા આખી ઐ આપે જાણૈ આપુ.–22

જપુ, પઉડી–22

: 23 :
કેતે પવણ પાણી બૈસંતર કેતે કાન મહેસ,
કેતે બરમે ઘાડતિ ઘડીઅહિ રૂપ રંગ કે વેસ.
કેતીઆ કરમ ભૂમિ મેર કેતે, કેતે ધૂ ઉપદેસ
કેતે ઈંદ ચંદ સૂર કેતે, કેતે મંડલ દેસ.
કેતે સિદ્ધ બુધ નાથ કેતે, કેતે દેવી વેસ.
કેતે દેવ દાનવ મુનિ કેતે, કેતે રતન સમુંદ,
કેતીઆ ખાણી કેતીઆ બાણી, કેતે પાત નરિંદ
કેતીઆ સુરતી સેવક કેતે નાનક અંતુ ન અંતુ.–35

જપુ, પઉડી–35

## સર્જન–કાલ

: 24 :
કવણુ સુવેલા વખતુ કવણુ કવણ થિતિ કવણુ વારુ,
કવણિ સિ રુતિ માહુ કવણુ જિતુ હોઆ આકારુ.
વેલ ન પાઈઆ પંડતી જિન હોવૈ લેખુ પુરાણુ
વખતું ન પાઈઓ કાદીઆ જિ લિખનિ લેખુ કુરાણુ.
થિતિ વારુ ના જોગી જાણૈ રુતિ માહુ ના કોઈ,
જા કરતા સિરઠી કઉ સાજે આપે જાણૈ સોઈ.
કિવ કરિ આખા કિવ સાલાહી કિઉ વરની કિવ જાણા,
નાનક આખણિ સભુ કો આખૈ ઈકદૂ ઈકુ સિઆણા

જપુ, પઉડી–21

## સૃષ્ટિ મિથ્યા નથી, સત્ય છે

: 25 :
સચે તેરે ખંડ સચે બ્રહમંડ, સચે તેરે લોઅ સચે આકાર,
સચે તેરે કરણે સરબ બિચાર, સચા તેરા અમરુ સચા દીબાણુ.

: 22 :

પાતાલો નીચે લાખો પાતાલ, આકાશો પર આકાશ,
વેદ કહે છે એક જ વાત કે, એની સીમા ઢૂંઢતા અમે થાકી ગયા.
અઢાર હજાર વિશ્વોની વાત ગ્રન્થો કરે છે, પણ મૂળમાં એક જ વસ્તુ છે :
સૃષ્ટિનો પાર હોય તો કાંઈ લખીએ, આ તો લખવામાં જ જીવન ખલાસ થઈ જાય છે.
નાનક કહે છે કે એ પરમ તત્ત્વ વિશાળ છે, કેટલું વિશાળ તે એ જ જાણે.

(5)

: 23 :

કેટલાં પવન, પાણી, વિશ્વાનર, કેટલા વિષ્ણુ ને મહેશ!
કેટલા બ્રહ્મા રૂપરંગની સૃષ્ટિ રચી રહ્યા છે!
કેટલી કર્મભૂમિ, કેટલા મેરુ પર્વત, કેટલા નારદ-ધ્રુવ જેવા ઉપદેશકો!
કેટલા ઇન્દ્ર, ચન્દ્ર, સૂર્ય અને ભૂમંડલ!
કેટલા સિદ્ધ, બુદ્ધ, નાથ અને અગણિત દેવીઓ!
કેટલા દેવ, દાનવ, મુનિ, કેટલા રત્નાકર સમુદ્રો!
કેટલી જીવ-જાતિ, કેટલી વાણી, અને કેટલા સમ્રાટો!
કેટલી શ્રુતિઓ એના અભ્યાસકો કેટલા! નાનક કહે છે, એનો કોઈ અંત નથી.

(7)

: 24 :

એ કઈ ઘડી? કયો વખત? કઈ તિથિ ને કયો દિવસ?
કઈ ઋતુ ને કયો માસ હતો, જયારે આકાર ઘડાયો?
પુરાણો લખતા પંડિતો પણ એ સમય જાણી ન શકયા,
કુરાન લખતા કાજીઓને પણ એ સમયની ખબર ન પડી.
યોગી પણ તિથિ-દિવસ નથી જાણતા, કોઈ ઋતુ કે માસ જાણતું નથી.
જે સર્જનહારે આ સૃષ્ટિ રચી એ પોતે જ જાણે છે.
કેવી રીતે એની પ્રશંસા કરું? કહું કઈ રીતે? કેવી રીતે વર્ણન કરું? જાણુ શી રીતે?
નાનક કહે છે કે કહે છે તો બધા, વળી એકથી એક ચડિયાતા જ્ઞાની બનીને.

(4)

: 25 :

સત્ય તારા ખંડ, સત્ય બ્રહ્માંડ, સત્ય તારા લોક, સત્ય આકાર,
સત્ય તારાં કાર્ય, સર્વ વિચાર, સત્ય તારું શાસન, સત્ય દરબાર.

સચા તેરા હુકમુ સચા ફુરમાણુ, સચા તેરા કરમુ સચા નીસાણુ,
સચે તુધુ આખિહિ લખ કરોડિ, સચૈ સભિ તાણિ સચૈ સભિ જોરિ.
સચી તેરી સિફતિ સચી સાલાહ, સચી તેરી કુદરતી સચે પાતિસાહ,
નાનક સચુ ધિઆઇનિ, સચુ, જો મરિ જંમૈ સુ કચુ નિકચુ–1–મO 1

વાર આસા, પઉડી–2, સલોક–1

## સર્જન કેવી રીતે?

: 26 :

કિતુ કિતુ બિધિ જગુ પર્જે પુરખા કિતુ કિતુ દુખિ બિનસિ જાઈ,
હઉમૈ વિચિ જગુ ઉપજૈ-પુરખા નામિ વિસરિઐ દુખુ પાઈ.
ગુરુમુખિ હોવૈ સુ ગિઆનુ તતુ બિચારૈ હઉમૈ સબદિ જલાએ,
તનુ મનુ નિરમલુ નિરમલ વાણી સાચૈ રહૈ સમાએ.
નામે નામિ રહૈ બૈરાગી સાચુ રખિઆ ઉરિ ધારે,
નાનક બિનુ નાવૈ જોગુ કદે ન હોવૈ દેખહુ રિદૈ બીચારે – 68

રામકલી સિધ ગોસટિ, પઉડી–68

## સર્જન શા માટે?

: 27 :

આપે છિઝ પવાઈ મલાખાડા રચિઆ,
લથે ભડથૂ ગાઈ ગુરમુખિ મચિઆ,
મનમુખ મારે પછાડિ મૂરખ કચિઆ,
આપિ મિડૈ મારે આપિ આપિ કારજુ રચિઆ.

વાર મલાર, પઉડી–4

: 28 :

ગુરમુખિ ધરતી સાચૈ સાજી, તિસ મહિ ઓપતિ પતિ સુ બાજી.
ગુર કૈ સબદિ રપૈ રંગુ લાઈ સાચિ રતઉ પતિ સિઉ ઘરિ જાઇ,
સાચ સબદ બિનુ પતિ નહીં પાવૈ, નાનક બિનુ નાવૈ કિઉ નાચી સમાવૈ–30

રામકલી સિધ ગોસટિ, 30

: 29 :

સંત હેતિ પ્રભિ ત્રિભુવણ ધારે, આતમુ ચીનૈ સુ તતુ બિચારે–8
સાચુ રિદૈ સચુ પ્રેમ નિવાસ, પ્રણવતિ નાનક હમ તાકે દાસ–9–8

ગઉડી અસટપદીઆ

સત્ય તારો હુકમ, સત્ય ફરમાન, સત્ય તારી કૃપા, સત્ય તારું નિશાન,
લાખો કરોડો તને સત્ય કહે છે, સત્ય સહુ પરિત્રાણ, સત્ય સહુ શકિત,
સત્ય તારાં ગુણગાન, સત્ય તારી સ્તુતિ, સત્ય તારી કુદરત, સાચો તું બાદશાહ,
નાનક કહે છે કે સત્યમાં જે લીન છે તેઓ પણ સત્ય છે,
માત્ર જે મરે છે ને જન્મે છે તે અસત્ય છે.

(463)

: 26 :

હે પુરુષ, આ જગતની રચના કેવી રીતે થાય છે? કેવાં કેવાં દુ:ખ, શેનાથી મટે છે?
હે પુરુષ, આ જગતની રચના થાય છે અહંમાં, અને નામ ભૂલી જતાં દુ:ખ ભેટે છે.
જે ગુરુમુખ છે તે જ્ઞાનતત્ત્વનો વિચાર કરે, અને શબ્દ દ્વારા અહંને જલાવી દે.
જે સત્યમાં લીન છે એનાં શરીર, મન નિર્મલ છે, નિર્મલ છે એની વાણી,
જે નામમાં રમમાણ છે ને નામને હૃદયમાં વસાવે છે, તે જ સાચા વૈરાગી છે.
નાનક કહે છે કે નામ વિના કદી યોગનો સંભવ નથી, આટલું હૃદયમાં સમજી વિચારી લો

(946)

: 27 :

આ કુસ્તીનું આયોજન તેણે જ કર્યું છે, આ મલ્લનો અખાડો તેણે જ રચ્યો છે,
કામ-ક્રોધ વગેરે લલકાર કરતા ઊતરી પડયા લડવા, ગુરુમુખ રહેનારા અને જીતીને રાજી થયા,
મનમુખ – મનનું ધાર્યું કરનારા કાચા, મૂરખ સાધકોને તેમણે પછાડી દીધા,
તે પોતે જ કુસ્તી લડે છે, પોતે જ મારે છે ને પોતે જ કાર્ય સિદ્ધ કરે છે.

(1280)

: 28 :

તે પરમ સત્યે ગુરુમુખ માટે ધરતી સરજી, તેમાં જન્મ-મરણની લીલા રચી.
ગુરુના શબ્દમાં જે રંગાઈ ગયા છે તે સતમાં રાતામાતા જનો માનભેર ઘેર જાય છે.
સત્ય શબ્દ વિના ઊંચું પદ નથી મળતું, નાનક કહે છે કે નામ વિના કોઈ સત્યમાં કેવી રીતે સમાઈ શકે?

(941)

: 29 :

સંતોને કારણે પ્રભુ ત્રણે ભુવનને ધારણ કરે છે, આત્માને ઓળખે, તત્ત્વને વિચારે તે સંત,
નાનક કહે છે કે જેના હૃદયમાં સત્ય ને પ્રેમ છે તેનો હું દાસ છું.

(224)

# જીવાત્મા, અહંકાર, કર્મ-સિદ્ધાન્ત અને આવાગમન

હુકમી હોવનિ જીઅ, હુકમિ મિલૈ વડિઆઈ.[1]
જપુ પઉડી–2

[1]હુકમથી પેદા થાય છે જીવ, હુકમથી મળે છે મોટાઈ.

## જીવાત્મા અમર છે

: 30 :

પઉણ પાણી અગની કા મેલુ, ચંચલ ચપલ બુધિ કા ખેલુ,
નઉ દરવાજે દસવા દુઆરુ, બુઝુ રે ગિઆની એહુ બિચારુ – 1
કથતા બકતા સુનતા સોઈ, અપુ બીચારે સુ ગિઆની હોઈ – 1 – રહાઉ.
દેહી માટી બોલૈ પઉણુ, બુઝુ રે ગિઆની મૂઆ હૈ કઉણુ,
મૂઈ સુરતિ બાહુ અહંકારુ, ઓહુ ન મુઆ જો દેખણહારુ – 2
જૈ કારણિ તટિ તીરથ જાહી, રતન પદારથ ઘટ હી માહીં,
પડિ પડિ પંડિતુ બાદુ બખાનૈ, ભીતરિ હોદી વસતુ ન જાણૈ – 3
હઉ ન મુઆ મેરી મુઈ બલાઇ, ઓહુ ન મુઆ જો રહિઆ સમાઇ,
કહુ નાનક ગુરિ બ્રહમુ દિખાઇઆ, મરતા જાતા નદરિ ન આઇઆ – 4 – 4

ગઉડી

## જીવાત્માનો આત્મા રામ છે

: 31 :

આતમ મહિ રામુ રામ મહિ આતમુ ચીનસિ ગુર બીચારા,
અમૃત બાણી સબદિ પછાણી દુખ કાટૈ હઉ મારા – 1.
નાનક હઉમૈ રોગ બુરે.
જહ દેખાં તહ એકો બેદન આપે બખસૈ સબદિ ધુરે – રહાઉ.

ભૈરઉ અસટપદીઆ

## અહંકાર

: 32 :

હઉ મૈ કરત ભેખી નહીં જાનિઆ, ગુરમુખિ ભગતિ વિરલે મનુ માનિઆ–1
હઉ હઉ કરત નહીં સચુ પાઈઐ, હઉમૈ જાઇ પરમ પદુ પાઈઐ. – 1. રહાઉ.
હઉ મૈ કરિ રાજે બહુ ધાવહિ, હઉ મૈ ખપહિ જનમિ મરિ આવહિ – 2
હઉ મૈ નિવરૈ ગુર સબદુ બીચારૈ, ચંચલ મતિ તિઆગૈ પંચ સંઘારૈ – 3
અંતરિ સાચુ સહજ ધરિ આવહિ, રાજનુ જાણિ પરમ ગતિ પાવહિ – 4
સચુ કરણી ગુરુ ભરમુ ચુકાવૈ, નિરભઉ કૈ ધરિ તાડી લાવૈ – 5
હઉ હઉ કરિ મરણા કિઆ પાવૈ, પૂરા ગુરુ ભેટૈ સો ઝગરુ ચુકાવૈ – 6
જેતી હૈ તેતી કિહુ નાહી, ગુરમુખિ ગિઆન ભેટિ ગુણ ગાહી – 7
હઉમૈ બંધન બંધિ ભવાવૈ, નાનક રામ ભગતિ સુખુ પાવૈ–8, 13

ગઉડી અસટપદ

: 30 :

પવન, પાણી, અગ્નિની મિલાવટ છે આ શરીર, તેમાં ચાલે છે ચંચલ ચપલ બુદ્ધિનો ખેલ.
નવ દરવાજા છે, દશમી છે ખડકી, જ્ઞાનીજનો, આના પર વિચાર કરી સમજો.
એ જ વકતા, શ્રોતા ને વ્યાખ્યાતા છે, આત્મવિચાર કરે એ જ ખરેખર જ્ઞાની છે.
માટીનું આ શરીર, તેમાં બોલે છે પવન, ઓ જ્ઞાની, જરા સમજો તો ખરા કે મરણ કોનું થાય છે?
મરે છે સુરતિ, વૃથા અહંકાર, જે આ જાણે છે એ તો મરતો નથી.
જેને માટે માણસો તીર્થયાત્રા કરે છે, એ રત્ન-પદાર્થ તો શરીરની અંદર જ છે.
પઢી પઢીને પંડિતો વાદ-વિવાદ કરે છે, પણ પોતાની ભીતર રહેલી વસ્તુ વિષે જાણતા નથી.
હું નથી મર્યો, મરી ગઈ મારી બલા, જે રોમેરોમમાં સમાઈ રહ્યો છે તે નથી મર્યો.
નાનક કહે છે કે ગુરુએ બ્રહ્મનું દર્શન કરાવ્યું, હવે કોઈ મરતો નજરે નથી આવતો.

(152)

: 31 :

આત્મામાં રામ છે, રામમાં આત્મા. ગુરુનાં વચનથી આ જાણી શકાય છે.
ગુરના શબ્દો દ્વારા અમૃત-વાણી ઓળખી, એનાથી દુઃખ મટ્યું, અહંનો નાશ થયો.
નાનક કહે છે કે અહંકારનો રોગ ઘણો ખરાબ છે.
જ્યાં જોઉં છું ત્યાં આ રોગની વેદના વ્યાપી છે.
પરમાત્મા જ દઢતાથી નીકળેલા શબ્દો દ્વારા આ રોગમાંથી છોડાવે છે.

(1153)

: 32 :

અનેક વેષ કર્યા અહંકારે, પણ એને જાણી ન શક્યો, કોઈ વિરલા ગુરુમુખનું જ મન ભકિત દ્વારા શાંત બન્યું છે.
હું-હું કરતાં સત્યની પ્રાપ્તિ થતી નથી, અહંકાર જાય તો જ પરમપદ મળે.
અહંકારને લઈને જ રાજાઓ એકબીજા પર હુમલા કરે છે, અહંકાર વશ થઈને જ મરે છે, જન્મે છે તે ફરી આવે છે.
ગુરુના શબ્દો વિચારતાં અહંનો નાશ થાય છે, આવો સાધક મનની ચંચલતા છોડી પંચ વિષયોનો સંહાર કરે છે.
અંતરમાં સત્યનો વાસ થતાં તે સહજ-અવસ્થામાં પ્રવેશે છે અને એ મહારાજાને જાણી પરમ ગતિ પ્રાપ્ત કરે છે.
કરણીમાં સત્ય સમાયેલું છે, ગુરુ ભ્રમણા મિટાવે છે, અને નિર્ભયપદમાં લગની લાગે છે.
હું-હું કરી જે મરે છે, એને તે શું મળે? પૂરા ગુરુ મળે તો બધો ઝગડો મટી જાય.
જે બધું દેખાય છે તે નાશવંત છે, ગુરુ દ્વારા જ્ઞાન મળે તે ઈશ્વરના ગુણ ગાય છે.
અહંકાર બંધન છે, બંધનમાં ભ્રમિત થવાય છે, નાનક કહે છે કે સુખ તો છે રામની ભકિતમાં.

(226-26)

: 33 :

હઉમૈ કરી તા તૂ નાહી, તૂ હોવહિ હઉ નાહિ,
બૂઝહુ ગિઆની બૂઝણા એહ અકથ કથા મન માહિ.
બિનુ ગુરુ તતુ ન પાઈઐ અલખુ બસૈ મલ માહિ,
સતિગુરુ મિલૈ ન જાણીઐ જા સબદુ મન માહિ.
આપુ ગઈઆ ભ્રમ ભઉ ગાઈઆ જનમ મરન દુખ જાહિ,
ગુરમતિ અલખુ લખાઈઐ ઊત્તમ મતિ તરાહિ,
નાનક સોહં હંસા જપુ જાપહુ ત્રિભવણ તિસૈ સમાહિ–1–મ૦ 3.

વાર મારૂ, સલોક 1, પઉડી–19

## કર્મ-સિદ્ધાંત

: 34 :

દદૈ દોસુ ન દેઊ કિસૈ દોસુ કરંમા આપણિઆ,
જો મૈ કીઆ સો મૈ પાઈઆ દોસુ ન દીજૈ અવર જના–2
ધધૈ ધારિ કલા જિનિ છોડી હરિ ચીજી જિનિ રંગ કીઆ,
તિસ દા દીઆ સભની લીઆ કરમી કરમી હુકમુ પઈઆ.

આસા પટી

: 35 :

નાનક જીઅ ઉપાઈ કૈ લિખિ નાવૈ ધરમુ બહાલિઆ,
ઓથૈ સચો હી સચિ નિવડૈ ચુણિ વખિ કઢૈ જજમાલિઆ.
થાઉ ન પાઇનિ કૂડિઆર મુહ કાલ્હૈ દોજકિ ચાલિઆ,
તેરૈ નાઈ રતે સે જિણિ ગએ હારિ ગએ સિ ઠગણ વાલિઆ.
લિખિ નાવૈ ધરમુ બહાલિઆ–2
આપીન્હૈ ભોગ ભોગિ કૈ હોઈ ભસમડિ ભઉરુ સિધાઈઆ,
વડા હોઆ દુનીદારુ ગલિ સંગલુ ધતિ ચલાઈઆ.
અગૈ કરણી કીરતિ વાચીઐ બહિ લેખા કરિ સમઝાઈઆ,
થાઉ ન હોવી પઉદીઈ હુણિ સુણીઐ કિઆ રૂઆઈઆ.
મનિ અંધૈ જનમુ ગવાઈઆ–3
પડિઆ હોવૈ ગુનહગાર તા ઓમી સાધુ ન મારીઐ,
જેહા ઘાલે ઘાલણા તેવેહો નાઉ પચારીઐ.
ઐસી કલા ન ખેડીએ જિતુ દરગહ ગઈઆ હારીએ.
પડિઆ અતૈ ઓમીઆ વીચારુ અગૈ વિચારીઐ
મુહિ ચલૈ સુ અગૈ મારીઐ–12.

વાર આસા, પઉડી–2, 3 અને 12

: 33 :
હું છું તો તું નથી, તું છો તો હું નથી.
ઓ જ્ઞાની, આ અકથ કથા મનમાં સમજો.
ગુરુ વિના તત્ત્વ નથી મળતું, અલખ તો સહુની અંદર વસે છે.
સતગુરુ મળતાં, જ્યારે શબ્દ મનમાં ઊતરે ત્યારે જ્ઞાન થાય છે.
અહં ગયો, ભ્રમનો ભય પણ ગયો, જન્મ-મરણના દુ:ખનો નાશ થયો.
ગુરુકૃપાએ અલખની ઓળખાણ આપી, ઉત્તમ મતિથી જ પાર થવાય છે,
નાનક કહે છે કે સોહં જપ કરો, ત્રણે ભુવન એમાં સમાયાં છે.

(1092–93)

: 34 :
કોઈને દોષ ન આપો, દોષ તો પોતાનાં કર્મોનો છે.
જે મેં કર્યું તેનું ફળ મને મળ્યું, એમાં બીજા કોઈને દોષ દેવાનો નથી.
જેણે પોતાની કલા દ્વારા જગતને ધારણ કર્યું, જેણે હરેક વસ્તુને રંગી દીધી
તેનું આપ્યું જ સહુ લે છે, તેનો હુકમ સહુને પોતપોતાનાં કર્મ પ્રમાણે આપે છે.

(463)

: 35 :
નાનક કહે છે કે જેણે જીવ ઉત્પન્ન કર્યો, તેણે કર્મનો હિસાબ લખવા ધર્મને બેસાડયા.
ત્યાં સાચનું પારખું થાય છે, પાપીને ચૂંટીને અલગ કરવામાં આવે છે.
કૂડાને ત્યાં સ્થાન નથી. કાળું મોઢું લઈને તે નરકમાં જાય છે.
તારા નામમાં રત રહ્યા તે જીતી ગયા, ઠગારા-ઢોંગી હારી ગયા.
હિસાબ લખવા માટે ધર્મને બેસાડયા.
પોતાનાં કર્મોનું ફળ ભોગવીને કાયા ભસ્મીભૂત થઈ, જીવ-ભમરો ચાલી નીકળ્યો.
સંસારી મરી ગયો, ગળામાં જંજીર નાખીને તેને લઈ જવામાં આવ્યો.
જેવી આગળની કરણી એવી કીર્તિ, તેને કર્મનો લેખ સમજાવવામાં આવે છે.
દંડ તો ભોગવવો જ પડે છે, બચાવનો કોઈ રસ્તો નથી, હવે રુદન કોણ સાંભળે?
મન-આંધળાની જેમ જનમ વ્યર્થ વિતાવી દીધો.
ભણેલો-ગણેલો ગુનો કરે તો એની સજા અભણને નથી થતી.
જેવું જેનું કર્મ એવી જ એની નામના ફેલાય છે.
એવો ખેલ ન ખેલો, જેથી ધણીના દરબારમાં જઈ હારવું પડે.
ત્યાં તો ભણેલા કે અભણ સહુના વિચારોની પરખ થાય છે.
મનમાન્યું કરનારા ત્યાં દંડ પામે છે.

(469–70)

## કર્મોની પીડા મટે નામ-સ્મરણથી

: 36 :

કરણી કાગદુ મનુ મસવાણી બુરી ભલા દુઇ લેખ પએ,
જિઉ જિઉ કિરતુ ચલાએ તિઉ ચલીઐ તઉ ગુણ નાહી અંતુ હરે – 1
ચિત ચેતસિ કી નહીં બાવરિયા, હરિ બિસરત તેરે ગુણ ગલિઆ, – રહાઉ.
જાલી રૈનિ જાલુ દિનુ હૂઆ જેતી ઘડી ફાહી તેતી,
રસિ રસિ ચોગ ચુગહિ નિત ફાસહિ છૂટસિ મૂડે કવન ગુણી – 2
કાઇઆ આરણુ મનુ વિચિ લોહા પંચ અગનિ તિતુ લાગિ રહી,
કોઇલે પાપ પડે તિસુ ઊપરિ મનુ જાલિઆ સંની ચિંત ભઈ – 3
ભઇઆ મનૂરુ કંચનુ ફિરિ હોવૈ જે ગુરુ મિલૈ તિનેહા,
એકુ નામુ અંમૃત ઓહુ દેવૈ તઉ નાનક ત્રિસટસિ દેહા – 4 – 3

મારૂ

: 37 :

ઘર દર ફિરિ થાકી બહુ તેરે, જાતિ અસંખ અંત નહીં મેરે,
કેતે માત પિતા સુત ધીઆ, કેતે ગુર ચેલે કુનિ હૂઆ.
કાચે ગુર તે મુકિત ન હૂઆ.
કેતી નારિ વરુ એકુ સમાલિ, ગુરમુખિ મરણ જીવણુ પ્રભ નાલિ,
દહદિસ ઢુઢિ ઘરૈ મહિ પાઇઆ, મેલુ ભઇઆ સતિગુરૂ મિલાઇઆ – 21

રામકલી દખણી, ઓઅંકાર, પઉડી–29

: 38 :

જુડિ જુડિ બિછુડે બિછુડે જુડે, જીવિ જીવિ મુએ મુએ જીવે.
કેતિઆ કે બાપ કેતિઆ કે બેટે, કેતે ગુર ચેલે હૂએ.
આગૈ પાછૈ ગણત ન આવૈ, કિઆ જાતી કિઆ હુણિ હૂએ.
સભુ કરણા કિરતુ કરિ લિખીઐ, કરિ કરિ કરતા કરે કરે.
મનમુખિ મરીઐ ગુરમુખિ તરીઐ. નાનક નદરી નદરિ કહે – 2

વાર સારંગ, સલોક 2, પઉડી–:

: 36 :

કરણી છે કાગળ, મન છે સ્યાહી, સારા ખરાબ એ બે લેખ લખાય છે.
જેમ જેમ કર્મની ગતિ ચલાવે તેમ ચાલીએ છીએ, હે હરિ, તારા ગુણ અનંત છે.
હે બાવરા મન, તું ચેતતું કેમ નથી? હરિને વિસરી જવાથીજ તારા બધા ગુણ નાશ પામ્યા છે.
દિવસ એક જાળ છે, રાત છે પારધી, જેટલી ઘડી એટલા ફંદા છે.
ખુશ થઈને તું દાણા ચણે છે, રોજ ફસાય છે, હે મૂઢ, તું કઈ રીતે છૂટીશ?
કાયા ભઠ્ઠી છે, મન છે એમાં લોઢું, પાંચ આગન એને તપાવી રહી છે.
પાપના કોલસા એના પર પડે છે, મન જલે છે, ચિંતાની સાણસીએ તેને પકડ્યું છે.
લોહભસ્મ થયેલું મન ફરી કાંચન થઈ શકે, જો તેને નામામૃત આપનાર ગુરુ મળે તો.
એક નામામૃત તેને પાવામાં આવે તો દેહની સઘળી પિપાસા મટી જાય.

( 990 )

: 37 :

ઘેર-ઘેર, બારણે-બારણે ભટકી અને બહુ થાકી, અસંખ્ય મારા જન્મ, એનો કોઈ અંત નથી.
કેટકેટલા મારા પિતા, માતા, સુત, કન્યા, કેટલા ગુરુઓનું શિષ્યત્વ લીધું!
કાચા ગુરુ પાસેથી મુકિત ન મળી.
નારીઓ (જીવાત્માઓ) અનેક છે પણ એનો સ્વામી (પરમાત્મા) એક જ છે,
ગુરુમુખી પોતાનું જીવન-મરણ પ્રભુને સોંપી દે છે.
દશે દિશાઓમાં તેની શોધ કરી, પણ તે મળ્યા આ દેહમાં જ.
સતગુરુ મળ્યા, તેમણે પરમાત્માનો મેળાપ કરાવ્યો.

(932)

: 38 :

જોડાઈ જોડાઈને વિખૂટા પડ્યા, વળી વિખૂટા પડીને જોડાયા,
જીવી જીવીને મર્યા, ફરી મરીને જીવતા થયા.
કેટલાંના પિતા, કેટલાંના પુત્ર, કેટલા ગુરુના શિષ્ય બન્યા?
આગળ-પાછળ જે કાંઈ થયા ને થઈશું તેનો ગણતાં પાર આવે એમ નથી.
જે કર્મ કર્યાં ને કરીએ છીએ તે ભાગ્યમાં લખાયાં છે, કર્તા આપણને વારંવાર સરજે છે.
મનમુખી મરે, ગુરુમુખી પાર ઊતરે, નાનક કહે છે કે કૃપાળુ કૃપા વરસાવે છે.

( 1238 )

# મુક્તિ અને કૃપા

કરમી આવૈ કપડા, નદરી મોખુ દુઆરુ[1]
જપુ, પઉડી–4

કર્મથી મળે છે શરીર, ઈશ્વરની કૃપાથી મોક્ષનું દ્વાર ઊઘડે છે.[1]

: 39 :

અધિઆતમ કરમ કરે તા સાચા, મુકતિ ભેદુ કિઆ જાણૈ કાચા,
ઐસા જોગી જુગતિ બીચારૈ, પંચ મારિ સાચુઉરિ ધારૈ – 1.
જિસ કૈ અંતરિ સાચુ વસાવૈ, જોગ જુગતિ કી કીમતિ પાવૈ – 2.
રવિ સસિ એકો ગૃહ ઉદિઆનૈ, કરણી કીરતિ કરમ સમાનૈ – 3.
એક સબદ ઈક ભિખિઆ માગૈ, ગિઆનુ જુગતિ સચુ જાગૈ – 4.
ભૈ રચિ રહૈ ન બાહરિ જાઈ, કીમતિ કઉણ રહૈ લિવ લાઈ – 5.
આપે મેલે ભરમુ ચુકાએ, ગુર પરસાદિ પરમ પદુ પાએ – 6.
ગુર કી સેવા સબદુ વીચારુ, હઉમૈ મારે કરણી સારુ – 7.
જપ તપ સંજમ પાઠ પુરાણુ, કહુ નાનક આપરંપર માનુ – 8 – 6

ગઉડી આસટપદીઆ

: 40 :

લેખ અસંખ લિખિ લિખિ માનુ, મનિ માનિઐ સચુ સુરતિ બખાનુ.
કથની બદની પડિ પડિ ભારુ, લેખ અસંખ અલેખુ અપારુ – 1.
ઐસા સાચા તૂ એકો જાણુ, જંમણુ મરણા હુકુમુ પછાણુ – રહાઉ.
માઈ આ મોહિ જગુ બાંધા જમકાલિ, બાંધા છૂટૈ નામુ સમ્હાલિ.
ગુરુ સુખદાતા અવરુ ન ભાલિ, હલતિ પલતિ નિબહી તુધુ નાલિ – 2
સબદિ મરૈ તાં એક લિવ લાએ, અચરુ ચરૈ તાં ભરમુ ચુકાએ,
જીવન મુકતિ મનિ નામુ બસાએ, ગુરમુખિ હોઈ ત સચિ સમાએ – 3
જિનિ ધર સાજી ગગનુ આકાસુ, જિનિ સભ થાપિ થાપિ ઉથાપિ,
સરબ નિરંતરિ આપે આપિ, કિસૈ ન પૂછે બખસે આપિ – 4.

આસા આસટપદીઆ

: 39 :

અધ્યાત્મ કર્મ કરે એ જ છે સાચા, મુકતિનો ભેદ કાચા સાધકો શું જાણે ?
યોગની કળા તો એ યોગી જાણશે, જે પંચ વિષયને મારીને સત્યને હૃદયમાં રાખે છે.
જેના હૃદયમાં સત્યનો નિવાસ એ જ યોગકળાનું મૂલ્ય પામશે.
રવિ શશી ઈડા-પિંગળાને તે એક ઘરમાં – સુખુમ્ણામાં લાવશે અને પ્રભુનાં ગુણગાન કરતાં કરતાં
તે સર્વ કર્મને સમાન ગણશે.
પ્રભુનું નામ એ એક જ એના શબ્દ અને પ્રભુનો પ્રેમ એ એક જ એની ભિક્ષા,
જ્ઞાન, ધ્યાન અને યોગકળામાં એ આમ સાચી રીતે જાગશે.
પ્રભુની આજ્ઞામાં રહે, આજ્ઞા બહાર ન જાય, જેની લય પરમાત્મામાં લાગી તેનું મૂલ્ય કોણ આંકે !
ખુદ પરમાત્મા તેને પોતાની સાથે મેળવે છે ને ભ્રમ દૂર કરે છે, ગુરુકૃપાથી એ પરમપદને પામે છે
શબ્દ પર વિચાર કરવો, એ છે ગુરુની સેવા, અહંને મારવો એ જ સૌથી સારું કર્મ.
નાનક કહે છે કે અપરંપાર પ્રભુને માનો, એ જ જપ, તપ, સંયમ અને શાસ્ત્રોનો પાઠ છે.

( 223 )

: 40 :

અસંખ્ય લખાણ, અને લખી લખીને લેખકો ફુલાય છે, પણ પ્રભુમાં તલ્લીનતા આવે તો સત્ય પ્રગટ થાય
કથણી અને પઠન તો ભાર વેંઢારવા જેવી છે, લેખ અસંખ્ય, પણ અલેખ તો અપરંપાર.
સત્ય એક જ છે એ તમે જાણી લો, જન્મ-મરણ એ તેનો હુકમ છે એ પિછાણો.
માયા-મોહમાં જગત પડેલું છે, તેને કાળ ને મૃત્યુએ બાંધ્યું છે. નામને સંભારે તો બંધનમાંથી છૂટે.
એક ગુરુ જ સુખદાતા છે, બીજો કોઈ નજરે નથી આવતો,
આ લોક કે પરલોકમાં તે એક જ તારી સાથે રહેશે.
શબ્દ દ્વારા અહંને સંહારે, એક પરમ તત્ત્વમાં લગની લગાવે,
ચંચલ મન નિશ્ચલ થાય તો બધો ભ્રમ દૂર થઈ જાય.
મનમાં નામ વસે તો જીવન-મુકતિ પ્રાપ્ત થાય, ગુરુમુખના હૃદયમાં સત્ય વસે.
જેણે ધરતી ને આકાશ સરજ્યાં, જેણે સઘળી સૃષ્ટિ સરજી ને વળી સરજીને નાશ કરી,
તે સર્વ નિરંતર અને સ્વયંભૂ પોતે જ કોઈને પૂછયા વિના ક્ષમા કરે છે.

(412)

: 41 :

જૂઠે કઉ નાહીં પતિ નાઉ, કબહુ ન સૂચા કાલા કાઉ,
પિંજરિ પંખી બંધિઆ કોઈ, છેરીં ભરમૈ મુકતિ ન હોઇ.
તઉ છૂટે જા ખસમુ છડાએ, ગુરમતિ મેલે ભગતિ દ્દઢાએ - 7

બિલાવલ થિતી

: 42 :

સપતમી સતુ સંતોખ સરીરિ, સાત સમુંદ ભરે નિરમલ નીરિ.
મજનુ સીલુ સચુ રિદૈ વીચારિ, ગુર કૈ સબદિ પાવૈ સભિ પારિ.
મનિ સાચા મુખિ સાચઉ ભાઇ, સચુ નીસાણૈ ઠાક ન પાઈ. – 9

બિલાવલ થિતી

: 43 :

જોતિ સબાઇડીએ ત્રિભવણ સારે રામ, ઘટિ ઘટિ રવિ રહિઆ અલખ અપારે રામ.
અલખ અપાર અપારુ સાચા આપુ મારિ મિલાઈએ,
હઉમૈ મમતા, લોભુ જાલહુ સબદિ મૈલુ ચુકાઈએ.
દરિ જાઇ દરસનુ કરી ભાણૈ તારિ તારણહારિઆ,
હરિ નામુ અંમૃતુ ચાખિ તૃપતી નાનકા ઉરધારિઆ - 4

બિલાવલુ છંત દખણી

: 44 :

સભની ઘટી સહુ વસૈ સહ બિનુ ઘટ ન કોઈ,
નાનક તે સોહાગણી જિન્હા ગુરમુખિ પરગટુ હોઇ - 19

સલોક વારાં તે વધીક

: 45 :

અખીં પરણૈ જે ફિરાં દેખાં સભુ આકારુ.
પુછા ગિઆની પંડિતા પુછાં બેદ બીચાર,
પુછાં દેવાં માણસાં જોધ કરહિ અવતાર.
સિધ સમાધી સભિ સુણી જાઇ દેખાં દરબારુ,
અગૈ સચા સચિ નાઇ નિરભઉ ભૈ વિણુ સારુ.
હોર કચી મતી કચુ પિચુ અંધિઆ અંધુ બીચારુ.
નાનક કરમી બંદગી નદરિ લંઘાએ પારિ - 2.

વાર સારંગ, સલોક 2, પઉડી–11.

: 41 :

જૂઠા લોકોને નામની પ્રતીતિ નથી થતી, કાળા કાગડા કોઈ દિવસ ઊજળા થતા નથી.
એક પક્ષી પિંજરમાં બંધ છે, તે અંદર ભટકે છે, પણ છૂટી નથી શકતું.
એ છૂટશે ત્યારે, જ્યારે સ્વામી છોડાવશે, ગુરુ સાથે મન મળે તો ભકિત દઢ થાય.

(839)

: 42 :

સત્ય ને સંતોષનું શરીર બને તો સાતે સમુદ્ર -- શરીરની સાતે ધાતુઓ નિર્મલ નીરથી સભર બની જાય.
શીલ બની જાય સ્નાન, હૃદયમાં સત્યનું જ રટણ ચાલે, ગુરુના શબ્દ દ્વારા સહુનો પાર પામી જાય.
મનમાં સત્ય, મુખમાં વચન પણ સાચું, માથે સત્યની મહોર, પછી માર્ગમાં કોણ રોકે ?

(839)

: 43 :

એજ રામની જ્યોતિ ત્રણે ભુવનમાં ફેલાઈ છે, એ અલખ અપાર રામ ઘટઘટમાં રમી રહ્યો છે.
એ અલખ અપાર, અપાર સત્ય છે, પોતાને મારી એનામાં મળી જાઓ.
અહંકાર, મમતા ને લોભને જલાવી દો, શબ્દ દ્વારા મેલને દૂર કરો.
હે તારણહાર, તારી કૃપા દ્વારા મને પાર ઉતાર, તારે બારણે પહોંચી, તારા દર્શન કરી શકું.
નાનકે તેને હૃદયમાં ધારણ કર્યો, હરિ નામનું અમૃત ચાખ્યું, હવે તૃપ્તિ છે.

(843)

: 44 :

સર્વ ઘટમાં સ્વામીનો નિવાસ છે, સ્વામી વિનાનો કોઈ ઘટ નથી,
નાનક કહે છે કે તે સોહાગણ છે, જેના ઘટમાં ગુરુ ઉપદેશથી તે પ્રગટ થાય છે.

(1412)

: 45 :

જો આંખોના સહારે ચાલું તો, સઘળા આકાર જોઈ વળું.
જ્ઞાની પંડિતોને જઈને પૂછું, પૂછું વેદના વિચારો વિષે.
દેવોને અને મનુષ્યોને પૂછું, જે યોદ્ધાઓને અવતાર માને છે.
સિદ્ધો પાસેથી સમાધિ વિષે સાંભળીને, તેના દરબારનાં દર્શન કરું.
સાચા હૃદયથી જેણે નામ લીધું તે સાચા છે, નિર્ભયના નામજપથી જેને કોઈ ભય નથી રહ્યો તે શ્રેષ્ઠ છે.
જે સ્વયં અંધ છે, તેમના મંતવ્ય અંધ છે, અને તેમના ઉપદેશ પણ કાચા છે.
નાનક કહે છે કે સત્કર્મ, ભકિત અને એની કૃપા ભવસાગરથી પાર ઉતારે છે.

( 1241 – 42 )

ભાગ બીજો

# જીવનનું ધ્યેય

જિનિ નામુ ધિઆઈઆ, ગએ મસકતિ ઘાલિ,
નાનક તે મુખ ઉજલે, કેતી છૂટી નાલિ.[1]

જપુ, અંતિમ સ્લોક

[1] જેમણે પરમાત્માની લગની લગાવી, જે પોતાનું કર્તવ્ય બરાબર બજાવી ગયા. નાનક કહે છે કે તેમનું મુખ ઊજળું છે, તેમને કારણે કેટલાયે મુક્તિ પામી ગયા.

# સમસ્ત માનવ-જાતિ માટે મુક્તિનો એક જ માર્ગ

: 46 :

દરસન કી પિઆસ જિસુ નર હોઇ, એકતુ રાચૈ પરહરિ દોઇ,
દૂરિ દરદુ મથિ અંમૃતુ ખાઇ, ગુરમુખિ બૂઝૈ એક સમાઇ–1
તેરે દરસન કઉ કેતી બિલલાઇ.
બિરલા કો ચીનસિ ગુર સબદિ મિલાઇ–1–રહાઉ–
બેદ વખાણિ કહહિ ઇકુ કહીઐ, ઓહુ બેઅંત અંતુ કિનિ લહીઐ,
એકો કરતાં જિનિ જગુ કીઆ, બાઝુ કલા ધરિ ગગનુ ધરીઆ–2
એકો ગિઆનુ ધિઆનુ ધુનિ બાણી, એકુ નિરાલમુ અકથ કહાણી,
એકો સબદુ સચા નીસાણુ, પૂરે ગુર તે જાણૈ જાણુ–3
એકો ધરમુ દડૈ સચુ કોઈ, ગુરમતિ પૂરા જુગિ જુગિ સોઈ,
અનહદિ રાતા એક લિવતાર, ઓહુ ગુરમુખિ પાવૈ અલખ અપાર–4
એકો તખતુ એકો પાતિસાહુ, સરબી થાઈ બેપરવાહુ,
તિસ કા કીઆ ત્રિભવણ સારુ, ઓહ સગમુ અગોચરુ એકંકારુ–5
એકા મૂરતિ સાચા નાઉ, તિથૈ નિબડૈ સાચુ નિઆઉ,
સાચી કરણી પતિ પરવાણુ, સાચી દરગહ પાવૈ માણુ–6
એકા ભગતિ એકો હૈ ભાઉ, બિનુ ભૈ ભગતી આવઉ જાઉ,
ગુર તે સમઝિ રહૈ મિહમાણુ, હરિ રસિ રાતા જનુ પરવાણુ–7
ઇત ઉત દેખઉ સહજે રાવઉ, તુઝ બિન ઠાકુર કિસૈ ન ભાવઉ,
નાનક હઉમૈ સબદિ જલાઇઆ, સતિગુરિ સાચા દરસુ દિખાઇઆ–8–3

બસન્તુ અસટપદીઆ

: 47 :

બદફૈલી ગૈબાના ખસમુ ન જાણઈ, સો કહીઐ દેવાના આપુ ન પછાણઈ,
કલહિ બુરી સંસારિ વાદે ખપીઐ, વિણુ નાવૈ બેકારિ ભરમે પચીઐ.
રાહ દોવૈ ઇકુ જાણૈ સોઈ સિઝસી, કુફર ગોઅ કુફરાણૈ પઇઆ દઝસી,
સભ દુનીઆ સુબહાનુ સચિ સમાઈઐ, સિઝૈ દરિ દીવાનિ આપુ ગવાઈઐ–9

વાર માઝ પઉડી – 9

: 46 :

જે માણસને દર્શનની ઝંખના હોય તે એકમાં રમમાણ રહે, બીજાને છોડી દે.

જે મથીને અમૃતપાન કરશે તેનાં દુ:ખ દૂર થશે, તે ગુરુ પાસેથી જ્ઞાન પામી એકમાં સમાઈ જશે

તારાં દર્શન કરવા માટે કેટલા તલસી રહ્યા છે !

પણ ગુરુના શબ્દથી જ પરમાત્માનું મિલન થાય છે, એ કોઈ વીરલા સમજે છે.

વેદ જેને એક કહી વખાણે છે, તે એકનો જપ કરો, તે છે અનંત, તેનો ભેદ કેમ પામી શકાય?

એક જ કર્તા છે, જેણે જગત ઉત્પન્ન કર્યું છે, બાજીગરની કળાની જેમ તેણે ધરતી ને આકાશને ધરી રાખ્યાં છે.

એક જ છે જ્ઞાન, ધ્યાન, ધ્વનિ અને વાણી, એક જ છે એ નિરાલંબ, એની કથા અકથ્ય છે.

એક શબ્દ તેની સાચી નિશાની બતાવે છે, પૂરા ગુરુ પાસેથી તે જાણવાનું જાણી લો.

સહુનો એક જ ધર્મ : સત્ય પર દૃઢ રહો, ગુરુ પાસેથી જે આ સત્ય પિછાણે તે જુગે જુગ રહેતી પૂર્ણતાને પામે છે.

એકતાર બની જે અનાહતમાં રંગાઈ જાય છે, તે ગુરુમુખ અલખ અપારને પામે છે.

એક જ તખ્ત છે ને એક જ બાદશાહ છે, સર્વ જગ્યાએ તે એક જ બેપરવાહ બેઠો છે.

ત્રણે ભુવનની રચના તેણે જ કરી છે, તે છે અગમ, અગોચર, તે ઈન્દ્રિયોનો વિષય નથી.

એક જ તેની મૂર્તિ છે––સત્યનામ. તેની પાસેથી સાચો ન્યાય મળે છે.

સાચા કર્મ ને નિષ્ઠા ત્યાં પ્રમાણ મનાય છે, સાચી દરગાહમાં આવા સાચને માન મળે છે.

એ એકની જ ભકિત ને એક સાથે ભાવ, તેના ભય ને ભકિત વિના આવાગમન ટળતું નથી.

ગુરુ પાસેથી જ્ઞાન લઈ જે અતિથિની જેમ સંસારમાં રહે, અને હરિરસમાં રંગાઈ જાય એ જ તેને માન્ય છે.

આજુબાજુ જોઉં છું ને સહજ તને પામું છું. હે ઠાકુર, તારા વિના મને કોઈ ગમતું નથી.

નાનક કહે છે કે શબ્દમાં અહંકાર જલાવી દીધો, સતગુરુએ સત્યનું દર્શન કરાવ્યું

(1188 – 89)

: 47 :

જે છૂપી રીતે પાપ કરે છે, તે માલિકને કેમ કરી પિછાણશે? પોતાને ન જાણે એ દીવાના છે.

દુનિયામાં કલહ ખરાબ વસ્તુ છે. આપણે વૃથા વાદવિવાદમાં જીવન વેડફી નાખીએ છીએ,હરિનામ વિના ખાલી ભ્રમમાં ભટકીએ છીએ.

બે રસ્તા (ભલાઈ - બુરાઈ) છે, તેમાંથી એકને જાણે તે સફળ થાય છે.

જે નાસ્તિકતાની વાત કરે, તે નાસ્તિકતાની આગમાં હોમાશે.

સત્યમાં સમાઈ જતાં સારું યે જગત સ્તુતિ કરે છે, અહંનો ત્યાગ કરતાં પ્રભુચરણમાં સફળતા મળે છે.

(142)

: 48 :
સો બ્રહમણુ જો બિંદે બ્રહમુ, જપુ તપુ સંજમુ કમાવૈ કરમુ,
સીલ સંતોખ કા રખૈ ધરમુ, બંધન તોડૈ હોવૈ મુકતુ,
સોઇ બ્રહમણુ પૂજણ જુગત – 16

સલોક વારાં તે વધીક

: 49 :
ખત્રી સો જુ કરમા કા સુરૂ, પુંન દાન કા કરૈ સરીરૂ,
ખેતુ પછાણૈ બીજૈ દાનુ, સો ખત્રી દરગહ પરવાણુ,
લબુ લોભુ જે કૂડ કમાવૈ, આપણા કીતા આપે પાવૈ–17

સલોક વારાં તે વધીક

: 50 :
કાઈઆ કાગદુ મનુ પરવાણા, સિર કે લેખ ન પડૈ ઇઆણા,
દરગહ ઘડીઅહિ તીને લેખ, ખોટા કામિ ન આવૈ વેખુ–1
નાનક જે વિચિ રુપા હોઇ, ખરા ખરા આખૈ સભુ કોઇ–રહાઉ.
કાજી કૂડુ બોલિ મલુ ખાઈ, બ્રાહ્મણુ નાવૈ જીઆ ઘાઇ,
જોગી જુગતિ ન જાણૈ અંધુ, તીને ઓજાડે કા બંધુ–2
સો જોગી જો જુગતિ પછાણૈ, ગુરુ પરસાદી એકો જાણૈ,
કાજી સો જો ઉલટી કરૈ, ગુરુ પરસાદી જીવતુ મરૈ,
સો બ્રાહમણુ જો બ્રહમુ બીચારૈ, આપિ તરૈ સગલે કુલ તારૈ–3
દાનસબંદુ સોઈ દિલિ ધોવૈ, મુસલમાણુ સોઈ મલુ ખોવૈ,
પડિઆ બૂઝૈ સો પરવાણુ, જિસુ સિરિ દરગહ કા નીસાણુ–4–5–7

ધનાસરી

## સર્વ માનવ સમાન

: 51 :
સભુ કો ઊચા આખીઐ નીચુ ન દીસૈ કોઇ.
ઇકનૈ ભાંડે સાજિઐ, ઇકુ ચાનણુ તિહુ લોઇ,
કરમિ મિલૈ સચુ પાઈઐ, ધુરિ બખસ ન મેટૈ કોઇ.

સિરી રાગુ, અસપટદીઆ

: 48 :

જે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ, જપ તપ સંયમ ને સત્કર્મ તેનાં કર્તવ્ય.
તેનો ધર્મ શીલ ને સંતોષનો, બંધન તોડીને તે મુક્ત બને.
આવો બ્રાહ્મણ જગતમાં પૂજનીય છે.

(1411)

: 49 :

જે કર્મમાં શૂરવીર તે ક્ષત્રિય, દાનપુણ્ય તો તેની જાત સાથે જડેલાં.
પાત્ર જાણીને તે દાન કરે, આવો ક્ષત્રિય પ્રભુને સ્વીકાર્ય છે.
જે લાલચ, લોભ ને કૂડ-કપટ કરે છે, તે પોતાનાં કર્મોનુ ફળ ભોગવે છે.

(1411)

: 50 :

કાયા કાગળ છે, મન છે પરવાનો, લેખ તો લલાટે લખેલા છે, પણ મૂર્ખ નથી વાંચતો,
તેણે આ લેખ જાતે જ લખ્યો છે, ખોટો સિક્કો કામ નથી લાગતો.
નાનક કહે છે કે સિક્કામાં રૂપુ હોય તો સહુ કોઈ તેને ખરો કહેશે.
કાજી જૂઠું બોલીને હરામનુ ખાય છે, બ્રાહ્મણ જીવહત્યા કરીને સ્નાન કરે છે.
અંધો યોગી યોગની કળા જાણતો નથી, આ ત્રણે સમાજને પાયમાલ કરનાર છે.
યોગી તો ખરો એ, જે યોગકળા જાણે, ગુરુની કૃપાથી એકને પિછાણે.
કાજી એ, જે મનની વૃત્તિઓ અંતર્મુખ કરે, ગુરુની કૃપાથી જીવતો મરી જાય.
ખરો બ્રાહ્મણ એ, જે બ્રહ્મચિંતન કરે, પોતે તરે ને પોતાના સઘળા કુળને તારે.
અક્કલવાળો એ, જે પોતાના અંતરને સાફ કરે, મુસલમાન એ, જે પોતાનો મેલ ધોઈ નાખે.
પઢેલુ સમજે એ જ ખરો પારંગત, જેને માથે સ્વયં પ્રભુનુ નિશાન અંકિત હોય.

(662)

: 51 :

સહુને ઉચ્ચ કહો, નીચ તો કોઈ નજરે નથી આવતું.
તેણે એકે જ બધાં પાત્ર બનાવ્યાં છે. ત્રણે લોકમાં એક જ પ્રકાશ ફેલાયેલો છે.
તેની કૃપાથી આ સત્ય પ્રાપ્ત થાય છે, તેની કૃપા કોઈ મિટાવી શકતું નથી.

(62)

: 52 :

ફકડ જાતી ફકડુ નાઉ, સભના જીઆ ઈકા છાઉ,
આપહુ જે કો ભલા કહાએ, નાનક તાપરુ જાપૈ જા પતિ લેખૈ પાએ–1

વાર સિરી રાગુ, સલોક 9, પઉડી–3

: 53 :

જાતી દે કિઆ હથિ સચુ પરખીઐ, મહુરા હોવૈ, હથિ મરીઐ ચખીઐ,
સચે કી સિરકાર જુગુ જુગુ જાણીઐ, હુકમુ મંને સિરદાર દરિ દીબાણીઐ.
ફુરમાની હૈ કાર ખસમિ પઠાઇઆ, તબલબાજ બીચાર સબદિ સુણાઇઆ
ઈકિ હોએ અસવાર ઈકના સાખતી, ઈકની બધે ભાર ઈકના તાખતી–10

વાર માઝ, પઉડી–10

## પ્રભુમિલનનો માર્ગ

: 54 :

મુંદા સંતોખુ સરમુ પતુ ઝોલી ધિઆન કી કરહિ વિભૂતિ
ખિંથા કાલુ કુઆરી કાઈઆ જુગતિ ડંડા પરતીતિ.
આઈ પંથી સગલ જમાતી મનિ જીતૈ જગુ જીતુ,
આદેસુ તિસૈ આદેસુ, આદિ અનીલુ અનાદિ અનાહતિ જુગુ જુગુ એકો વેસુ–28

જપુ, પઉડી–28

: 55 :

મરણૈ કી ચિન્તા નહીં, જીવણ કી નહીં આસ,
તૂ સરબ જીઆ પ્રતિપાલહી લેખૈ સાસ ગિરાસ,
અંતરિ ગુરમુખિ તૂ બસહિ જિઉ ભાવૈ તિઉ નિરજાસિ–1
જીઅરે રામ જપત મનુ માનુ.
અંતરિ લાગી જલિ બુઝી પાઇઆ ગુરમુખિ ગિઆનુ–1, રહાઉ.
અંતર કી ગતિ જાણીએ ગુર મિલીઐ સંક ઉતારિ,
મુઇઆ જિતુ ઘરિ જાઈઐ તિતુ જીવદિઆ મરુ મારિ,
અનહદ સબદ સુહાવણે પાઈઐ ગુર બીચારિ–2.

: 52 :

ફોગટ જાતિ-અભિમાન, ફોગટ છે નામ, સહુ જીવ એક જ છાયા નીચે રહે છે.
નાનક કહે છે કે ભલે ને કોઈ પોતાને સારા કહેવડાવે, પણ સારાની પરખ ત્યારે થાય છે
જ્યારે પ્રભુ તેને અપનાવે.

(83)

: 53 :

નાતજાતના હાથમાં શું છે ? સત્યની પરખ થાય છે, ઝેર ખાશે તે ચોક્કસ મરશે.
સત્ય પ્રભુની સરકાર જુગોજુગ ચાલે છે, જેણે તેનો હુકમ માન્યો તે એના દરબારમાં સરદાર.
મને માલિકે તેનું ફરમાન ભેજવા મોકલ્યો, નગારું વગાડનારે શબ્દ સુણાવ્યો ને વિચાર સુઝાડ્યો.
કોઈ અસવાર થઈ ગયા, કોઈએ પલાણ માંડ્યું. કોઈએ સામાન બાંધ્યો ને કોઈ લાગ્યા દોડવા.

(142)

54

સંતોષની મુદ્રા, શ્રમનું પાત્ર ને ઝોળી અને ધ્યાનની વિભૂતિ અંગે લગાવો.
કાળની ગોદડી, કુંવારી કાયાની યોગ-યુક્તિ (બ્રહ્મચર્ય) અને પ્રતીતિનો દંડ ધારણ કરો.
આઈ પંથ(યોગીઓનો એક સંપ્રદાય) એ છે કે સહુને પોતીકાં સમજે, મન જીત્યું
એટલે જગત જીતી લીધું.
આદેશ(યોગીનો પ્રણામવાચક શબ્દ) છે તેને, જે આદિ અગણિત, અનાદિ, અનાહત
અને દરેક યુગમાં એક જ સ્વરૂપે રહે છે.

(6)

: 55 :

મરવાની ચિંતા નથી, નથી જીવવાની આશા.
તું સર્વ જીવોનો પાલક છો, તેના શ્વાસ ને કોળિયાનો હિસાબ તું રાખે છે.
ગુરુમુખની અંદર તું વસે છે, તારી ઇચ્છાને જ નિર્ણય બનાવી દે.
હે જીવ, રામનામ જપતાં તું મન તેની સાથે જોડી દે.
અંતરમાં આગ લાગી હતી તે બુઝાઈ ગઈ, ગુરુમુખથી જ્ઞાન મળ્યું.
ગુરુને શંકારહિત થઈ મળીએ ત્યારે અંતરની ગતિ જાણી શકાય છે.
મર્યા પછી જમને ઘેર જવાનું છે તો જીવતાં જ મરી જા, અને મારી દે એ ઘરને.
ગુરુના શબ્દોનું મનન કરતાં એ સોહામણો અનહદ શબ્દ પામી શકાય છે.

અનહદ વાણી પાઈઐ તહ હઉમૈ હોઇ બિનાસુ,
સતગુરુ સેવે આપણા હઉ સદ કુરબાણૈ તાસુ,
ખડિ દરગહ પૈનાઈઐ મુખિ હરિનામ નિવાસુ–3
જહ દેખા તહ રવિ રહે સિવ સકતી કા મેલુ,
ત્રિહુ ગુણ બંધી દેહુરી જો આઇઆ જગિ સો ખેલુ,
વિજોગી દુખિ બિછુડે મનમુખિ લહહિ ન મેલુ–4
મનુ બૈરાગી ઘરિ બસૈ સચ ભૈ રાતા હોઇ,
ગિઆન મહારસુ ભોગવૈ બાહુડિ ભૂખ ન હોઈ,
નાનક ઇહુ મનુ મારિ મિલુ ભી ફિરિ દુખુ ન હોઈ–5–8

સિરી રાગુ

: 56 :

અમલુ કરિ ધરતી બીજ સબદો કરિ સચ કી આબ નિત દેહિ પાણી,
હોઇ કિરસાણુ ઈમાનુ જમાઇ લૈ ભિસતુ દોજકુ મૂડે એવ જાણી–1
મનુ જાણ સહિ ગલી પાઇઆ.
માલ કૈ માણૈ રૂપ કી સોભા ઇતુ બિધી જનમુ ગવાઇઆ–રહાઉ
એબ તનિ ચિકડો ઇહુ મનુ મીડકો કમલ કી સાર નહીં મૂલિ પાઈ,
ભઉરુ ઉસતાદુ નિત ભાખિઆ બોલે કિઉ બૂઝૈ જા નહ બુઝાઈ–2
આખણુ સુનણા પઉણ કી બાણી ઇહુ મનુ રતા માઇઆ,
ખસમ કી નદરિ દિલહિ પસિંદે જિની કરિ એકુ ધિઆઇઆ–3
તીહ કરિ રખે પંજિ કરિ સાથી નાઉ સૈતાનુ મતુ કટિ જાઈ,
નાનકુ આખૈ રાહિ પૈ ચલણા માલુ ધનુ કિતકૂ સંજિઆહી–4–27

સિરી રાગુ

: 57 :

એક સુરતિ જેતે હૈ જીઅ, સુરતિ વિહૂણા કોઇ ન કીઅ,
જેહી સુરતિ તેહા તિન રાહુ, લેખા ઇકો આવહુ જાહુ–1
કાહે જીઅ કરહિ ચતુરાઈ, લેવૈ દેવૈ ઢિલ ન પાઈ–1–રહાઉ.
તેરે જીઅ જીઆ કા તોહિ, કિત કઉ સાહિબ આવહિ રોહિ,
જે તુ સાહિબ આવહિ રોહુ, તૂ ઓના કા તેરે ઓહિ–2

અનાહત વાણી પ્રાપ્ત થાય છે ત્યારે અહંનો નાશ થાય છે.
પોતાના સતગુરુની સેવામાં જે રત છે, તેના પર સો સો વાર કુરબાન છું.
જેના મુખમાં હરિનામનો નિવાસ છે તેને ભગવાનના દરબારમાં સરપાવ આપવામાં આવે છે.
જ્યાં જોઉં છું ત્યાં શિવ-શક્તિનું મિલન રમી રહ્યું છે.
ત્રણ ગુણથી દેહ બંધાયેલો છે, જગતમાં જે આવ્યો છે એ તો એક ખેલ માટે.
મનમુખીને પ્રભુનો મેળાપ નહીં થાય, એ તો વિયોગથી દુઃખી રહેવાના.
મનથી વૈરાગી બની જે ઘરમાં વસે, સત્ય ને પ્રભુના ભયથી રંગાઈ જાય.
તે જ્ઞાન મહારસનો આનંદ માણશે, તેને પછી કદી ભૂખ નહીં લાગે.
નાનક કહે છે કે આ મનને મારી પ્રભુને મળી લે, પછી કોઈ જાતનું દુઃખ નહીં રહે.

(20–21)

: 56 :

કર્મની ધરતીમાં શબ્દનું બીજ વાવી તેને રોજ રોજ સત્યનું પાણી સીંચ્યા કર.
કિસાન બનીને વિશ્વાસ ઉપજાવ, પછી મૂરખ, તને ખબર પડશે કે સ્વર્ગ ને નરક શું છે.
માનતો નહીં કે વાતવાતમાં કાંઈ મળી જશે.
ધનનું અભિમાન, રૂપની શોભા – એમાં પડીને જીવતર ગુમાવ્યું.
શરીરમાં જે કાંઈ અવગુણ છે તેનારૂપી કીચડમાં મનરૂપી દેડકો રહે છે, પણ તેને કીચડમાં ઊગેલા કમળની ખબર નથી.

ગુરુરૂપી ભમરો રોજ ગુંજાર કરે છે, પણ વણસમજાવ્યે તે કેમ સમજે?
કહેવું-સાંભળવું એ તો જાણે પવનનો સૂસવાટ, માયામાં રહેલું મન કાંઈ કાને ધરે તો ને!
જે એકચિત્તે ધ્યાન આપે છે તેના પર કૃપા થાય છે માલિકની, માલિકને એવું દિલ પસંદ છે.
ત્રીસ રોજા ને પાંચ નમાજને તેં સાથી કરી રાખ્યાં છે, પણ સાવધાન, અહંકારરૂપી શેતાન તેને નિષ્ફળ ન કરી દે.

નાનક કહે છે કે સાચે મારગે ચાલ, આ ધન-ધાન્ય શા માટે ભેળું કરે છે?

(23–24)

: 57 :

જેટલા જીવ છે તેમાં એક જ પ્રકારની સૂઝ છે, સૂઝવિહોણો કોઈ જીવ નથી સરજ્યો.
જેવી સૂઝ એવો માર્ગ, એક જ ફળ છે, આવાગમન.
હે જીવ, તું ચાલાકી શા માટે કરે છે? લેણ-દેણમાં કાંઈ ઢીલ નથી થતી.
સર્વ જીવ તારા છે, તું સર્વ જીવોનો માલિક, એમના પર તારો રોષ શા માટે?
તને એમના પર રોષ આવે તો પણ માલિક, તું એમનો છો, એ સહુ તારા છે.

આસી બોલબિગાડ વિગાડહ બોલ, તૂ નદરી અંદરિ તોલહિ તોલ.
જહ કરણી તહ પૂરી મતિ, કરણી બાઝહુ ઘટે ઘટિ–3
પ્રણવતિ નાનકુ ગિઆની કૈસા હોઇ આપુ પછાણૈ બૂઝૈ સોઇ.
ગુર પરસાદિ કરૈ બીચારુ, સો ગિઆની દરગહ પરવાણુ–4–30

સિરી રાગુ

: 58 :

અછલ છલાઈ નહ છલૈ નહ ઘાઉ કટારા કરિ સકૈ.
જિઉ સાહિબુ રાખૈ તિઉ રહૈ, ઇસુ લોભી કા જીઉ ટલપલૈ–1
બિનું તેલ દીવા કિઉ જલૈ–1, રહાઉ.
પોથી પુરાણ કમાઈઐ, ભઉ વટી ઇતુ તનિ પાઈઐ,
સાચુ બૂઝણુ આણિ જલાઈઐ–2
ઇહુ તેલુ દીવા હઉ જલૈ, કરિ ચાનણુ સાહિબુ તઉ મિલૈ–1, રહાઉ.
ઇતુ તનિ લાગૈ બાણીઆ, સુખુ હોવૈ સેવ કમાણીઆ,
સભ દુનીઆ આવણ જાણીઆ–3
વિચિ દુનીઆ સેવ કમાઈઐ, તા દરગહ બૈસણુ પાઈઐ,
કહુ નાનક બાહ લુડાઈઐ–5–33

સિરી રાગુ

: 59 :

રામ નામિ મનુ બેધિઆ અવરુ કિ કરી વીચારુ
સબદ સુરતિ સુખુ ઊપજૈ પ્રભુ રાતઉ સુખ સારુ
જિઉ ભાવૈ તિઉ રાખુ તૂં મૈં હરિનામુ આધારુ–1
મન રે સાચી ખસમ રજાઇ.
જિનિ તનુ મનુ સાજિ સીગારિઆ તિસુ સેતી લિવ લાઇ–રહાઉ.
તનુ બૈસંતરિ હોમીઐ ઇક રતી તોલિ કટાઇ,
તનુ મનુ સમધા જે કરી અનદિનુ અગનિ જલાઇ,
હરિનામૈ તુલિ ન પુજઈ જે લખ કોટી કરમ કમાઇ–2
અરધ સરીરુ કટાઈઐ સિરિ કરવાતુ ધરાઇ.
તનુ હૈમંચલિ ગાલીઐ ભી મન તે રોગુ ન જાઇ
હરિનામૈ તુલિ ન પુજઈ સભ ડિઠી ઠોકિ વજાઇ–3

આમે એવા બોલ બોલીએ કે જેનાથી વાત વણસે, તું અંદર રહી કૃપાદષ્ટિથી વેણને પરખે.
જ્યાં કરણી છે ત્યાં બુદ્ધિની પૂર્તિ થાય છે, કરણી વિના બુદ્ધિ અધૂરી, સાવ અધૂરી.
નાનક પ્રણામ કરી કહે છે કે જ્ઞાની કેવા હોય? પોતાને પિછાણે તે પ્રભુને પિછાણે.
ગુરુની કૃપાથી જે સદા મનન કરે છે, તે જ્ઞાનીનો ધણીના દરબારમાં સ્વીકાર થાય છે.

(24-25)

: 58 :

જે પોતે નિશ્છલ છે, તેને માયા છલી શકતી નથી, તેના પર માયાની કટાર ચાલતી નથી.
જેમ રામ રાખે તેમ તે રહે છે, આ લોભીનું મન સદા ટળવળે છે.
તેલ વિના દીવો કેવી રીતે જલી શકે?
શાસ્ત્રો વાંચ્યા તે આચરણમાં ઉતારીએ, પ્રભુ-ભયની વાટ આ શરીરમાં વણીએ
અને સત્યના જ્ઞાનથી દીવો જલાવીએ.
આ તેલનો દીવો એમ જલી ઊઠે છે, ને પ્રકાશ થતાં પરમેશ્વર મળે છે.
આ શરીરને બાણ લાગે, સેવા કરીએ તો સુખ મળે.
સારી યે દુનિયા આવન-જાવન છે.
દુનિયામાં રહીને સેવા કરીએ તો સાહેબની જગ્યામાં સ્થાન મળે.
નાનક કહે છે કે હાથ હલાવતા તમે ત્યાં પહોંચી જશો.

(25-26)

: 59 :

રામનામથી મન વીંધાઈ ગયું, હવે બીજું તે શું વિચારું?
શબ્દ-સુરતિથી સુખ થાય છે, પ્રભુમાં મગન રહેવું એ જ મહા સુખ.
તને ગમે એ રીતે મને રાખ, મારે તો એક હરિનામનો આધાર છે.
હે મન, પ્રિયતમની ઇચ્છા સાચી છે.
જેણે તન મન સરજીને શણગાર્યાં, તેનામાં લગન લગાડ.
શરીરને રતી રતી માપી-કાપીને વિશ્વાનરમાં હોમી દઈએ,
તન-મનનાં સમિધ કરી રોજેરોજ અગનિમાં આહુતિ આપીએ.
એવાં લાખો-કરોડો કર્મ પણ હરિનામની તોલે નથી આવતાં.
માથે કરવત મુકાવી આ શરીરના બે ટુકડા કરી નાખીએ,
શરીરને હિમાલયમાં જઈ ગાળીએ પણ મનનો રોગ જતો નથી.
મેં તો સર્વત્ર ઠોકી-વગાડીને જોયું કે હરિનામને તોલે કોઈ કર્મ નથી આવતું.

કંચન કે કોટ દનુ કરી બહુ હેવર ગૈવર દાનુ,
ભુમિ દાનુ ગઊિઆ ઘણી ભી અંતરિ ગરબુ ગુમાનુ,
રામ નામિ મનુ બેધિઆ ગુરિ દીઆ સચુ દાનુ–4
મન હઠ બુધી કેતીઆ કેતે બેદ બિસાર,
કેતે બંધન જીઅ કે ગુરુમુખિ મોખદુઆરુ
સચહુ ઔરે સભુ કો ઉપરિ સચુ આચારુ–5
સભુ કો ઊચા આખીઐ નીચુ ન દીસૈ કોઇ,
ઇકનૈ ભાંડે સાજિઐ ઇકુ ચાનાણુ તિહુ લોઇ,
કરમિ મિલૈ સચુ પાઇઐ ધુરિ બખસ ન મેટે કોઇ–6
સાધુ મિલૈ સાધુ જનૈ સંતોખુ વસે ગુરુ ભાઇ,
અકથ કથા વિચારીઐ જે સતિગુર માહિ સમાઇ,
પી અંમૃતુ સંતોખિઆ દરગહિ પૈધા જાઇ–7
ઘટિ ઘટિ વાજૈ કિંગુરી અનદિનુ સબદિ સુભાઇ,
વિરલે કઉ સોઝી પઈ ગુરમુખિ મનુ સમઝાઇ,
નાનક નામુ ન વીસરૈ છૂટૈ સબદુ કમાઇ–8-14

સિરી રાગુ અસટપદીઆ

: 60 :

મિહર મસીતિ સિદકુ મુસલા હકુ હલાલુ કુરાણુ,
કરણી કાબા સચુ પીરુ કલમા કરમ નિવાજ.
સરમ સુનતિ સીલુ રોજા હોહુ મુસલમાણુ,
તસબી સાતિ સુભાવસી નાનક રખૈ લાજ–1
હકુ પરાઇઆ નાનકા ઉસુ સૂઅર ઉસુ ગાઇ,
ગુરુ પીરુ હામા તા ભરે જા મુરદારુ ન ખાઇ,
ગલી ભિસતિ ન જાઇઐ છુટૈ સચુ કમાઇ,
મારણ પાહિ હરામ મહિ હોઇ હલાલુ ન જાઇ,
નાનક ગલી કૂડીઇ કૂડો પલૈ પાઇ–2
પંજિ નિવાજા વખત પંજ પંજા પંજે નાઉ
પહિલા સચુ હલાલ દુઇ તીજા ખૈર ખુદાઇ,
ચઉથી નીઅતિ રાસિ મનુ પંજવી સિફતિ સનાઇ
કરણી કલમા આખિ કૈ તા મુસલમાણુ સદાઇ,
નાનક જેતે કડિ આર કૂડૈ કૂડી પાઇ–3

વાર, માઝ, પઉડી–1, સલોક 1, 2, 3

સોનાનો કિલ્લો દાનમાં આપું, ઘણા બધા હાથી - ઘોડા દાનમાં આપું,
ભૂમિદાન કરું કે ઘણી ગાયોનું દાન દઉં, પણ મનમાં તો અહંકાર ભર્યો રહે.
રામ નામથી મન વીંધાઈ ગયું, ગુરુએ સાચું દાન આપ્યું.
મનને વશ કરવાનાં હઠ ને બુદ્ધિનાં કેટલાં સાધન! કેટલાં વેદનાં ભાષ્યો!
પણ એવાં તો કેટલાય જીવનાં બંધન બની જાય છે, ગુરુમુખથી મુક્તિ મળે છે.
સહુથી શ્રેષ્ઠ છે સત્ય ને સત્યનું પાલન.
સહુને ઉચ્ચ કહો, નીચ તો કોઈ નજરે નથી આવતું
તેણે એકે જ બધાં પાત્ર બનાવ્યાં છે, ત્રણે લોકમાં એક પ્રકાશ ફેલાયેલો છે,
તેની કૃપાથી આ સત્ય પ્રાપ્ત છે, તેની કૃપા કોઈ મિટાવી શકતું નથી.
સાધુને મળતાં સાધુસંગતિ થાય ને સંતોષ વળે ગુરભાઈને મળતાં.
સતગુરુમાં જો મન લીન થઈ ગયું તો અકથ કથા ધ્યાનમાં આવે.
અમૃત પી સંતોષ થયો, માલિકની જગ્યામાં સ્થાન મળ્યું.
રાત-દિવસ શબ્દમાં રમમાણ રહે તો ઘટ ઘટમાં બજતી વીણા—અનાહત નાદ સંભળાય.
કોઈ વિરલાને જ આ સૂઝ પડી છે, ગુરુ દ્વારા મનને સમજાવી શકાય છે.
નાનક કહે છે કે નામસ્મરણ ન વિસરાય, શબ્દના રટણથી જ મુક્તિ મળે છે.

(62)

: 60 :

દયાની મસ્જિદ, નિષ્ઠાની સાદડી, અને હકની કમાણીનું કુરાન છે.
કરણી કાબા, સત્ય પીરના કલમા, અને તેની કૃપાની યાચના તે નમાજ.
શરમ છે સુન્નત, શીલ છે રોજા, આ હોય તે સાચો મુસલમાન થાય છે.
શાંત સ્વભાવની તસ્બી છે, નાનક કહે છે કે આવા મુસલમાનની મૌલા લાજ રાખે છે.
નાનક કહે છે કે પરાયા હકને હડપ કરી જવો, એ મુસલમાનને સૂઅર અને હિન્દુને ગાય ખાવા બરાબર છે.
ગુરુ ને પીર ત્યારે સહાય કરે છે, જ્યારે હરામની કમાઈ ખાવામાં ન આવે.
ફક્ત વાતો કર્યે સ્વર્ગમાં નથી જવાતું, સાચાં કર્મથી મુક્તિ મળે છે.
હરામના ખોરાકમાં મસાલા નાખવામાં આવે તો તે કાંઈ હલાલ નથી બની જતો.
નાનક કહે છે કે કૂડની વાતોથી કૂડ જ ભાગમાં આવે છે.
પાંચ વખતની પાંચ નમાજ છે, અને તેનાં નામ પણ પાંચ છે :
પહેલી નમાજ સત્ય, બીજી નેક કમાઈ, ત્રીજી ખુદાના નામ પર ખેરાત, ચોથી સાફ દાનત
અને પાંચમી પરમેશ્વરની સ્તુતિ.
સત્કર્મનો કલમો પઢ, પછી પોતાને મુસલમાન કહેવડાવ.
નાનક કહે છે કે જેટલા કૂડા કપટી છે, તેમને કૂડ પ્રમાણે જગ્યા મળશે.

(140–41)

: 61 :

મુસલમાણુ કહાવણુ મુસકલુ જા હોઈ તા મુસલમાણુ કહાવૈ,
અવલિ અઉલિ દીનુ કરિ મીઠા મસકલમાના માલુ મુસાવૈ.
હોઈ મુસલિમુ દીન મુહાણૈ મરણ જીવણ કા ભરમુ ચુકાવૈ,
રબકી રજાઈ મંને સિર ઉપરિ કરતા મંને આપુ ગવાવૈ,
તઉ નાનક સરબ જીઆ મિહરં મત્તિ હોઈ ત મુસલમાણુ કહાવૈ.

વાર માઝ, સલોક 1,–પઉડી–8

: 62 :

કિઆ ખાધૈ કિઆ પૈધૈ હોઈ, જા મનિ નાહી સચા સોઈ,
કિઆ મેવા કિઆ ઘિઉ ગુડ મિઠા કિઆ મૈદા કિઆ માસુ,
કિઆ કપડુ, કિઆ સેજ સુખાલી કીજહિ ભોગ વિલાસ,
કિઆ લસકર કિઆ નેવ ખવાસી આવૈ મહલી વાસુ,
નાનક સચૈ નામ વિણુ સભે ટોલ વિણાસુ–2

વાર માઝ, સલોક 2, પઉડી–10

: 63 :

ખિમા ગહી બ્રતુ સીલ સંતોખં, રોગુ ન બિઆપૈ ના જમ દોખં,
મુકત ભએ પ્રભ રૂપ ન રેખં–1
જોગી કઉ કૈસા ડરુ હોઈ, રૂખિ બિરખિ ગૃહ બાહરિ સોઈ - 1, રહાઉ.
નિરભઉ જોગી નિરંજનુ ધિઆવૈ, અનદિનું જાગૈ સચિ લિવ લાવૈ,
સો જોગી મેરે મનિ ભાવે–2
કાલુ જાલુ બ્રહમ અગની જારે, જરા મરણ ગતુ ગરબુ નિવારે,
આપિ તરૈ પિતરી નિસતારે–3
સતિગુરુ સેવે સો જોગી હોઈ, ભૈ રચિ રહૈ સુ નિરભઉ હોઈ.
જૈસા સેવૈ તૈસો હોઇ–4
નર નિહકેવલ નિરભઉ નાઉ, અનાથહ નાથ કરે બલિ જાઉ,
પુનરપિ જનમુ નાહી ગુણ ગાઉ–5
અંતરિ બાહરિ એકો જાણૈ ગુર કૈ સબદે આપુ પછાણૈ,
સાચૈ સબદિ દરિ નીસાણૈ–6
સબદિ મરૈ તિસુ નિજ ઘરિ બાસા, આવૈ ન જાવૈ ચૂકૈ આસા.
ગુર કૈ સબદિ કમલુ પરગાસા–7

: 61 :

મુસલમાન કહેવડાવવું મુશ્કેલ છે, હોય તે કહેવડાવે.
અવ્વલ ઓલિયાના ધર્મને વહાલો ગણે, અહંકારનો કાટ ઉતારી નાખે, માલ-સામાનને લૂંટાવી દે.
પૂરા વિશ્વાસથી ધર્મને માર્ગદર્શક બનાવે, જીવન-મૃત્યુનો ભ્રમ ભાંગી નાખે.
પ્રભુની ઈચ્છા માથે ચડાવે, કર્તાહર્તા માત્ર પ્રભુને માને અને અહંકારનો ત્યાગ કરે.
નાનક કહે છે કે ત્યારે તે સર્વ જીવો પ્રત્યે દયા રાખશે. જે આવો હોય તે પોતાને
મુસલમાન કહેવડાવે.

(141)

: 62 :

ખાવા ને પીવાથી શો ફાયદા, જો મનમાં તે સાચો સાહેબ નથી તો?
શું મેવા, શું ઘી, ગોળ, મીઠાઈ, શું મેંદો ને શું માંસ?
સારાં કપડાં ને સેજ તળાઈથી શો લાભ? ભોગવિલાસ કરવાથી પણ શું?
લશ્કર ને નોકર-ચાકરોથી શું? મહેલોમાં રહેવાથી યે શું?
નાનક કહે છે કે સાચા નામ વિના બધો આડંબર નાશવાન છે.

(142)

: 63 :

ક્ષમા ધારણ કરીને જે શીલ-સંતોષનું વ્રત લે છે, તેમને રોગ કે મૃત્યુની વેદના સતાવતી નથી.
મુક્ત બની તે પ્રભુમાં સમાઈ જાય છે, જેને નથી રૂપ કે રેખા.
યોગીને વળી ડર કેવો? વેરાનમાં-જંગલમાં, ઘરમાં કે બહાર તે એક જ પ્રભુ છે.
નિર્ભય યોગી નિરંજનનું ધ્યાન કરે, સદાય સજાગ રહે, સત્યમાં લગની લગાડે,
આવો યોગી મને પ્રિય છે.
બ્રહ્મ-અગ્નિમાં કાળની જાળને ભસમ કરે, જન્મ-મરણની ગતિ જાણીને, ગર્વ છોડી દે.
પોતે તરે અને પોતાના પિતૃઓને પણ તારે
સતગુરુની સેવા કરે તે ખરો યોગી, પ્રભુનો ભય રાખે તે નિર્ભય બને.
જેની સેવા કરે તેની જેવો થઈ જાય.
જે નિર્લિપ્ત, નિર્ભય જેનું નામ, અને જે અનાથને પણ નાથ કરે એ પરમ પુરુષ
પર હું વારી જાઉં છું

તેનાં ગુણગાન ગાવાથી જન્મ-મરણનો ફેરો ટળે છે.
અંદર અને બહાર એકને જાણે, ગુરુના શબ્દથી પોતાને પિછાણે,
સત્ય શબ્દથી પ્રભુને દ્વારે જઈ પહોંચે.
જે શબ્દ દ્વારા અહંને મિટાવે તેને પોતાના ઘરમાં વસવાનું મળે,
જન્મ-મરણથી છૂટે, આશા માત્ર નાશ પામે,

ગુરુના શબ્દ દ્વારા જ કમલ ખીલી ઊઠે છે

જો દીસૈ સો આસ નિરાસા, કામ, ક્રોધ બિખુ ભુખ પિરાસા,
નાનક વિરલે મિલહિ ઉદાસા–8-7

ગઉડી આસટપદીઆ

: 64 :
ઐસૌ દાસુ મિલૈ સુખુ હોઈ, દુખુ વિસરૈ પાવૈસચુ સોઈ–1
દરસનુ દેખિ ભઈ મતિ પૂરી, અઠસઠિ મજનુ ચરનહ ધૂરી–1–રહાઉ.
નેત્ર સંતોખે એક લિવ તારા, જિહવા સૂચી હરિરસ સારા–2
સચુ કરણી અભઅંતરિ સેવા, મનુ તૃપતાસિઆ અલખ અભેવા-3
જહ જહ દેખઉ તહ તહ સાચા, બિનુ બૂઝે ઝગરત જગુ કાચા–4
ગુરુ સમઝાવૈ સોઝી હોઈ, ગુરમુખિ બિરલા બૂઝૈ કોઈ–5
કરિ કિરપા રાખહુ રખવાલે, બિનુ બૂઝૈ પસૂ ભએ બેતાલે–6
ગુરિ કહિઆ અવરુ નહી દૂજા, કિસુ કહુ દેખિ કરઉ અન પૂજા–7
સંત હેતિ પ્રભિ ત્રિભવણ ધારે, આતમુ ચીનૈ સુ તતુ બીચારે–8
સાચુ રિદૈ સચુ પ્રેમ નિવાસ, પ્રણવતિ નાનક હમ તા કે દાસ–9-8

ગઉડી આસટપદીઆ

: 65 :
ગુરુ કા સબદુ મનૈ મહિ મુંદ્રા ખિથા ખિમા હઢાવઉ,
જો કિછુ કરૈ ભલા કરિ માનઉ સહજ જોગ નિધિ પાવઉ–1
બાબા જુગતા જીઉ જુગહ જુગ જોગી પરમ તંત મહિ જોગં,
અંમૃતુ નામુ નિરંજન પાઈઆ ગિઆન કાઈઆ રસ ભોગં–1–રહાઉ.
સિવ નગરી મહિ આસણિ બૈસઉ કલપ તિઆગી બાદં,
સિંગી સબદુ સદા ધુનિ સોહૈ અહિનિસિ પૂરૈ નાદં–2
પતુ વીચારુ ગિઆન મતિ ડંડા વરતમાન વિભૂતં,
હરિ કીરતિ રહરાસિ હમારી ગુરમુખિ પંથુ અતીતં–3
સગલી જોતિ હમારી સંમિઆ નાના બરન અનેકં,
કહુ નાનક સુણિ ભરથરિ જોગી પાર બ્રહ્મ લિવ એકં–4–3–37

રાગ આસા

જ્યાં જોઉં છું ત્યાં આશા ને નિરાશા દેખાય છે. કામ, ક્રોધના, વિષ
ને તૃષ્ણાનાં ભૂખ-તરસથી લોકો પિડાય છે.
નાનક કહે છે કે તેનાથી ઉપર ઊઠેલા, 'ઉદાસીન' કોઈક જ મળે છે.

(223-24)

: 64 :

એવા દાસ મળે તો સુખ થાય છે, દુ:ખ ભૂલી જવાય છે, સત્ય સાંપડે છે.
તેમનાં દર્શનથી બુદ્ધિ પૂર્ણ બને છે, તેમનાં ચરણની ધૂળ એ જ અડસઠ તીરથનું સ્નાન.
તેમનાં નેત્રોમાં સંતોષ, હૃદયમાં એકની લગની, જીવનના સારતત્ત્વ જેવા હરિરસનું પાન
કરીને જીહવા પવિત્ર.
કરણી સાચી, અંતરમાં સેવાભાવ, અલમ અભેદના સ્મરણથી મન તેમનું પરિતૃપ્ત.

જ્યાં જોઉં છું ત્યાં એ સત્ય સ્વરૂપ બિરાજે છે, તેમને જાણ્યા વિના કાચા લોકો
ઝગડયા કરે છે.
ગુરુ સમજાવે તો સમજ પડે, કોઈ ગુરુમુખ વિરલા જ એને પિછાણે છે.
હે રખેવાળ, કૃપા કરી રક્ષા કરો, સમજણ વિના તો અમે ગતાગમ વિનાના
પશુ બની ગયા છીએ.

ગુરુએ કહ્યું કે, બીજો કોઈ છે જ નહીં, બીજા કોને દેખું ? કોની પૂજા કરું?
સંતોને કાજે પ્રભુ ત્રણે ભુવનને ધારણ કરે છે. આત્માને ઓળખે, તત્ત્વને વિચારે તે સંત.
નાનક કહે છે કે જેના હૃદયમાં સત્ય ને પ્રેમ છે, તેનો હું દાસ છું .

(224)

: 65 :

ગુરુના શબ્દની મનમાં મુદ્રા ધારણ કરો ને ક્ષમાની કંથા પહેરો,
તે જે કાંઈ કરે તેને સારું માની માથે ચડાવો ને સહજ યોગનો ભંડાર મેળવી લો.
બાબા, પરમ તત્ત્વ સાથે જે જોડાઈ જાય, તે જુગ જુગ સુધી જોગી રહે છે.
નિરંજન નામનું અમૃત તેણે ચાખ્યું, તેની કાયાએ જ્ઞાનના રસનો આસ્વાદ લીધો.
શિવનગરીમાં આસન પર બેસો, સમસ્ત કલ્પના ને વાદવિવાદનો ત્યાગ કરો.
શબદની સિંગી સદા મધુર બજી રહી છે, તેનો નાદ રાતદિવસ હૃદયને ભરી રહ્યો છે.
વિચારનું પાત્ર, જ્ઞાનબુદ્ધિનો દંડ, અને વ્રતમાં રહેવું તે વિભૂતિ છે.
હરિનાં કીર્તન એ અમારી જીવનચર્યા, આ ગુરુમુખ અતીત પંથ છે.
અનેક રંગ-રૂપમાં ફેલાયેલી સર્વવ્યાપક જ્યોતિ તે યોગીનો આધાર છે.
નાનક કહે છે કે હે ભરથરી, સાંભળો, યોગીની લગની એક પરબ્રહ્મમાં જ લાગી હોય છે.

(356-60)

[મનને એકાગ્ર કરવા માટે કેટલાક યોગીઓ મદ્યપાન કરતા હતા. આવા યોગીએ ગુરુ નાનકને મદ્યનો એક પ્યાલો ધર્યો, તેના જવાબમાં નીચેનું પદ કહેવામાં આવ્યું છે :]

: 66 :

ગુડુ કરિ ગિઆનું ધિઆનું કરિ ધાવૈ કરિ કરણી કસુ પાઈઐ,
ભાઠી ભવનુ પ્રેમ કા પોચા ઇતુ રસિ અમિઉ ચુઆઈઐ – 1
બાબા મનુ મતવારૌ નામ રસુ પીવૈ સહજ રંગ રચિ રહિઆ,
અહિનિસિ બની પ્રેમ લિવ લાગી સબદુ અનાહદ ગહિઆ – 1 રહાઉ
પૂરા સાચુ પિઆલા સહજે તિસહિ પીઆએ જા કઉ નદરિ કરે,
અંમૃત કા વાપારી હોવૈ કિઆ મદિ છૂછૈ ભાઉ ધરે – 2
ગુર કી સાખી અમૃત વાણી પીવત હી પરવાણુ ભઇઆ,
દર દરસન કા પ્રીતમુ હોવૈ મુકિત બૈકુંઠે કરૈ કિઆ – 3
સિફતી રતા સદ બૈરાગી જૂઐ જનમુ ન હારૈ,
કહુ નાનક સુણિ ભરથરિ જોગી ખીવા અંમૃત ધારૈ – 4 - 4 - 38

રાગ આસા

: 66 :

જ્ઞાનનો ગોળ, ધ્યાનરૂપી ફૂલ, શુદ્ધાચરણરૂપી બાવળની છાલ (ભેગાં કરી)
ભવનની ભઠ્ઠી (બનાવી) ઉપર પ્રેમનો લેપ, એમાંથી અમૃત-રસ ટપકાવો.
બાબા, મારું મન તો નામરસ પી મતવાલું બન્યું છે, અને સહજ રંગમાં મસ્ત રહે છે.
રાત-દિવસ આ લગની લાગી છે અને અનાહત શબ્દને ગ્રહણ કર્યો છે.
સહજનો પ્યાલો સત્યથી તરબતર છે, જેના પર કૃપા થાય તેને પાવામાં આવે છે.
અમૃતનો વેપારી, ક્ષુલ્લક મદ્યમાં તેનું મન કેવી રીતે રમે?
ગુરુ સ્વયં અમૃતવાણીના સાક્ષી છે, એનું પાન કરવાથી પ્રભુને સ્વીકાર્ય બની ગયો.
જેને પ્રભુ-દર્શનની પ્યાસ તે મુક્તિ કે વૈકુંઠને લઈને શું કરે?
પ્રભુનાં ગુણગાનમાં સદા મસ્ત વૈરાગી, જુગારમાં પોતાનો જન્મ ન હારે.
નાનક કહે છે કે હે ભરથરી, સુણો, યોગી અમૃતપાન કરતો મસ્તીમાં રહે છે.

(360)

ભાગ ત્રીજો

# ધ્યેય-પ્રાપ્તિનાં સાધન

## સદ્‌ગુરુ

ગુરા ઈક દેહિ બુઝાઈ
સભના જીઆ કા ઈકુ દાતા સો મૈ વિસરિ ન જાઈ[1]
જપુ, પઉડી–6

[1] હે ગુરુ, મને તે એકનું જ્ઞાન આપો,
જે સહુ જીવોનો દાતા છે, તેને હું કદી ભૂલી ન જાઉં.

## ગુરુની આવશ્યકતા,

: 67 :
બિનુ સતિગુર કિનૈ ન પાઈઆ બિનુ સતિગુર કિનૈ ન પાઈઆ,
સતિગુર વિચિ આપુ રખિઓનુ કરિ પરગટુ આખિ સુણાઈઆ.
સતિગુર મિલિ એ સદા મુકતુ હૈ જિનિ વિચહુ મોહુ ચુકાઈઆ,
ઉતમુ એહુ વીચારુ હૈ જિનિ સચે સિઉ ચિતુ લાઈઆ,
જગ જીવનુ દાતા પાઈઆ – 6

વાર આસા, પઉડી–6

: 68 :
જે તૂં તારુ પાણિ તાહુ પુછુ તિઙન્હ કલ,
તાહુ ખરે સુજાણ વંઞા એની કપરી–3

સલોક વારાં તે વધીક

## ગુરુના ગુણ

: 69 :
સો ગુરુ કરઉ જિ સાચુ દ્રડાવૈ, અકથુ કથાવૈ સબદિ મિલાવૈ,
હરિ કે લોગ અવર નહીં કારા, સાચઉ ઠાકરુ સાચુ પિઆરા–2
તન મહિ મનૂઆ મન મહિ સાચા, સો સાચા મિલિ સાચે રાચા,
સેવકુ પ્રભ કૈ લાગૈ પાઇ, સતિગુરુ પૂરા મિલૈ મિલાઈ–3

ધનાસરી અસટપદીઆ

: 70 :
એક મહિ સરબ સરબ મહિ એકા એહ સતિગુરિ દેખિ દિખાઈ–5
જિનિ કીએ ખંડ મંડલ બ્રહમંડા સો પ્રભુ લખનું ન જાઈ–6
દીપકુ તે દીપકુ પરગાસિઆ ત્રિભવણ જોતિ દિખાઈ–7
સચૈ તખતિ સચ મહલી બૈઠે નિરભઉ તાડી લાઈ–8

: 67 :

સતગુરુ વિના પરમાત્માને કોઈએ પ્રાપ્ત કર્યો નહોતો, કોઈએ કદી પ્રાપ્ત કર્યો નથી.
સતગુરુમાં એ પોતે જ રહ્યો છે, ગુરુએ તેને પ્રગટ રીતે કહી બતાવ્યો.
સતગુરુના મળવાથી સદાય મુક્તિ મળે છે, તે અંદરથી મોહ મુકાવે છે.
સર્વોત્તમ એ વિચાર છે કે, જેમણે પરમાત્મા સાથે ચિત્ત જોડી દીધું.
તેમને જગના જીવનદાતા પ્રાપ્ત થયા જ છે.

(466)

: 68 :

તને તરતાં આવડતું હોય તો પણ કુશળ તરવૈયા પાસેથી એ કળા શીખી લે,
કે જેઓ, આ વમળમાંથી તરીને પાર ઊતરી ગયા છે.

(1410)

: 69 :

સત્યમાં મન સુદઢ કરી આપે, વર્ણાનાતીત (નિરંકાર) સાથે જોડી દે એવાને ગુરુ કરો.
હરિના જનને બીજું કોઈ કામ નથી, તેને તો સાચા ઠાકુર ને સત્ય સાથે પ્રેમ છે.
તનમાં મનમાં પ્રભુ સાચા, વળી એ સાચા, જે સાચાને મળીને તેમાં મગ્ન થઈ ગયા.
સેવક તો પ્રભુના પગ પકડી રહે, પૂરા સતગુરુ મળતાં તે પ્રભુ સાથે મેળાપ કરાવી દેશે.

(686)

: 70 :

એકમાં સર્વ, સર્વમાં એક, સતગુરુએ આ જોયું ને બતાવી આપ્યું,
જેણે નવ ખંડ, નભોમંડલ ને બ્રહ્માંડની રચના કરી, તે પ્રભુનો પાર ન પામી શકાય,
દીવે દીવો પ્રગટી ઊઠ્યો ને ત્રણે ભુવનની જ્યોતિ દર્શાવી દીધી,
સાચા મહેલમાં સાચા તખત પર બેઠા છે નિર્ભય, તેની સાથે લગની લગાડી દીધી

મોહિ ગઈ આ બૈરાગી જોગી ઘટિ ઘટિ કિંગુરી વાઈ– 9
નાનક સરણિ પ્રભૂ કી છૂટે સતિગુર સચુ સખાઈ–10

રામકલી દખણી

: 71 :

પુરે ગુર તે નામુ પાઇઆ જાઈ, જોગ જુગતિ સચિ રહૈ સમાઇ,
બારહ મહિ જોગી ભરમાએ સનિઆસી છિઆ ચારિ.
ગુરુ કે સબદિ જો મરિ જીવૈ સો પાએ મોખ દુઆરુ.
બિનુ સબદૈ સભિ દૂજૈ લાગે દેખહુ રિદૈ બીચારિ,
નાનક વડે સે વડભાગી જિની સચુ રખિઆ ઉરધારિ – 34.

રામકલી સિધ ગોસટિ

## ગુરુનું કાર્ય

: 72 :

ગુણવંતી ગુણ વીથરૈ અઉ ગુણવંતી ઝૂરિ,
જે લોડહિ વરુ કામણી નહ મિલીઐ પિર કૂરિ,
ના બેડી ના તુલહડા ના પાઈઐ પિરુ દૂરિ–1
મેરે ઠાકુર પૂરૈ તખતિ અડોલુ.
ગુરમુખિ પૂરા જે કરે પાઈઐ સાચુ અતોલુ–1–રહાઉ–
પ્રભુ હરિ મંદરુ સોહણા તિસુ મહિ માણક લાલ,
મોતી હીરા નિરમલા કંચન કોટ રીસાલ,
બિનુ પઉડી ગડિ કિઉ ચડઉ ગુર હરિ ધિઆન નિહાલ–2
ગુરુ પઉડી બેડી ગુરુ ગુરુ તુલહા હરિ નાઉ,
ગુરુ ગુરુ સાગર બોહિથો ગુરુ તીરથ દરિયાઉ,
જે તિસુ ભાવૈ ઊજલી સત સરિ નાવણ જાઉ–3
પૂરૌ પૂરૌ આખીઐ પૂરૈ તખતિ નિવાસ,
પૂરૈ થાનિ સુહાવણૈ પૂરૈ આસ નિરાસ,
નાનક પૂરા જે મિલૈ કિઉ ઘાટૈ ગુણ તાસ.–4–9

સિરી રાગુ

મોહ ગયો, જોગી વૈરાગી બન્યો, ઘટ ઘટમાં તેની વીણા બજી ઊઠી.
નાનક કહે છે કે સતગુરુ સાચા મિત્ર છે, પ્રભુને શરણે તે લઇ ગયા ને મુક્તિ મળી ગઈ.

(907)

: 71 :

પૂરા ગુરુ પાસેથી નામ પ્રાપ્ત થાય છે, યોગકળા એ છે કે સત્યમાં લીન રહો.
યોગી બાર પંથોમાં ને સંન્યાસી દશ સંપ્રદાયોમાં ભટકે છે.
ગુરુના શબ્દમાં જે મરીને જીવી જાણે, તેને મળે મોક્ષનું દ્વાર.
શબ્દ વિના સહુ દ્વૈતભાવમાં રમી રહ્યા છે, જરા હૃદયમાં વિચાર કરી જુઓ.
નાનક કહે છે કે તેઓ ભારે ભાગ્યશાળી છે, જેમણે સત્યને હૃદયે ધર્યું છે.

(941–42)

: 72 :

ગુણવંતી પતિના ગુણોને વિસ્તારે, અવગુણવંતીથી તે આઘી રહે.
કામિની, પ્રિયને મેળવવા માગતી હો તો જાણી લે કે તે અસત્યથી તો નહીં મળે.
પ્રિય છે દૂર, તારી પાસે નથી નાવ, નથી તરવાને કોઈ સહારો, કેવી રીતે પહોંચીશ તેની પાસે?
મારા માલિક, પૂરા ધણી, અડોલ તખત પર બેઠા છે.
કોઈ ગુરુમુખ મને પૂર્ણ બનાવે તો એ અજોડ સત્યને પામું.
પ્રભુ તો જાણે સોહામણું હરિમંદિર છે, તેમાં માણેક-મોતી ભર્યાં છે,
પ્રભુ તો ઉજ્જ્વલ હીરા-મોતીથી જડેલો સ-રસ સોનાનો કિલ્લો છે.
સીડી વિના ગઢ પર કેવી રીતે ચડું? ગુરુ ને હરિનું ધ્યાન ધરી જો!
ગુરુ છે સીડી, ગુરુ છે હોડી, ગુરુ છે તરવાનો સહારો, હરિનામથી સભર.
ગુરુ છે આ સાગરનું જહાજ, ગુરુ છે આ નદી પરનું તીર્થ.
તેની કૃપા થાય તો આ સત્ય-સરિતામાં સ્નાન કરી, ઉજ્જવળ થઈ જા.
જેને પૂર્ણ કહીએ તે પૂરા તખત પર નિવાસ કરે છે.
તે સ્થાન પૂરું ને સોહામણું છે, ત્યાં હરેક નિરાશાની આશા પૂરી થાય છે.
નાનક કહે છે કે તે પૂરા મળે તો ગુણોનો ખજાનો કેવી રીતે ખૂટે?

(17)

: 73 :

અંમૃતુ નીર ગિઆનિ મન મજનુ અઠસઠિ તીરથ સંગિ ગહૈ,
ગુર ઉપદેસિ જવાહર માણુક સેવે સિખુ સો ખોજિ લહૈ,
ગુર સમાનિ તીરથ નહી કોઈ, સરુ સંતોખુ તાસુ ગુર હોઈ – 1 – રહાઉ –
ગુરુ દરીઆઉ સદા જલુ નિરમલુ મિલિયા દૂરમતિ મૈલુ હરૈ,
સતિગુરી પાઈએ પૂરા નાવણુ પસુ પરમલુ દેવ કરૈ – 2
રતા સચિ નામિ તલ હીઅલુ સો ગુર પરેતહુ કહીએ,
જાકી વાસુ બનાસપતિ સઉરૈ તાસુ ચરણ લિવ રહીએ – 3
ગુરમુખિ જીઆ પ્રાન ઉપજહિ, ગુરમુખિ સિવ ઘરિ જાઈએ,
ગુરમુખિ નાનક સચિ સમાઈએ ગુરમુખિ નિજ પદુ પાઈએ–4–6

## ગુરુને ચરણે જવાનું ફળ

: 74 :

ગૃહુ બનુ સમસરિ સહિજ સુભાઈ, દુરમતિ ગનુ ભઈ કીરતિ ઠાઈ,
સચ પઉડી સાચઉ મુખિ નાઉ, સતિગુરુ સેવિ પાએ નિજ થાઉ–1
મન ચૂરે ખટુ દરસન જાણુ, સરબ જોતિ પૂરન ભગવાનુ–1–રહાઉ–
અધિક તિઆસ ભેખ બહુ કરૈ, દુખુ બિખિઆ સુખુ તનિ પરહરૈ,
કામુ ક્રોધુ અંતરિ ધન હિરૈ, દુવિધા છાડિ નામિ નિસતરૈ–2
સિફતિ સલાહણુ સહજ અનંદ, સખા સૈનુ પ્રેમુ ગોબિંદ,
આપે કરે આપે બખસિંદુ, તનુ મનુ હરિ પહિ આગૈ જિંદુ–3
ઝૂઠ વિકાર મહા દુખુ દેહ, ભેખ વરન દીસહિ સભિ ખેહ,
જો ઉપજ સો આવૈ જાઈ, નાનક અસથિરુ નામુ રજાઈ–4

આસા

: 75 :

નાનક ગુરુ સંતોખુ રુખુ ધરમુ ફુલુ ફલુ ગિઆનુ,
રસિ રસિઆ હરિઆ સદા પકૈ કરમિ ધિઆનુ.
પતિ કે સાદ ખાદા લહૈ દાના કૈ સિરિ દાનુ – 1 – મ૦ 1 –
સુઈને કા બિરખુ પત પરવાલા ફલ જવેહર લાલ,
તિનુ ફલ રતન લગહિ મુખિ ભાખિત હિરદૈ રિદૈ નિહાલુ.

: 73 :

જ્ઞાનનાં અમૃતજળમાં મન સ્નાન કરે છે, આ જળમાં સંગમ છે અડસઠ તીર્થોનો.
ગુરુનો ઉપદેશ છે જવાહર ને માણેક, જે શિષ્ય સેવા કરે તે એને શોધી લે.
ગુરુ સમું કોઈ તીર્થ નથી, ગુરુ છે સંતોષનું સરોવર.
ગુરુ તો સદા નિર્મલ વહેતી નદી, એને મળતાં જ દુર્મતિનો મેલ ધોવાઈ જાય.
સતગુરુનું મિલન એ પૂરું નાવણ, પશુ અને પ્રેતને પણ તે દેવ કરી દે.
જે ગુરુ હૃદય-મનથી સત્ય-નામમાં રત, એ ગુરુને કહીએ પરિમલ.
એ ગુરુ ચંદન, જેની સુવાસથી બીજાં વૃક્ષો સુવાસિત બની જાય, તેનાં ચરણોમાં મગ્ન રહીએ.
ગુરુના દ્વારા જીવમાં ફરી પ્રાણ આવે છે, ગુરુના દ્વારા શિવગૃહમાં જવાય છે,
નાનક કહે છે કે ગુરુ દ્વારા સત્યમાં સમાઈએ, ગુરુ દ્વારા નિજ પદને પામીએ

( 1328–29 )

: 74 :

ઘર હો કે વન, તેને મન સહજ રીતે સમાન છે, દુર્બુદ્ધિ ગઈ, મન પ્રભુના ગુણગાનમાં સ્થિર થયું
સત્યનું નામસ્મરણ, એ સત્યની સીડી છે, સતગુરુની સેવાથી નિજ સ્થાન મળે છે.
મન વશ થયું એટલે જાણે છ દર્શનનું જ્ઞાન થઈ ગયું, પછી સર્વ સ્થળે પૂર્ણ પરમાત્માની જ જ્યોતિનું દર્શન.
બહુ વેશ ધરવાથી તૃષ્ણા વધે છે, વિષયોથી દુઃખ થાય, શરીરમાંથી સુખ ચાલ્યું જાય.
કામ-ક્રોધ અંતરનું ધન હરી લે છે, દ્વિધા તજી નામ લેવામાં આવે તો છૂટકો થાય.
પ્રભુનાં ગુણગાનમાં મળે છે સહજ આનંદ, પ્રભુનો પ્રેમ બને છે પરમ સખા.
જેણે જન્મ આપ્યો તે કૃપા કરે છે, તન-મન હરિને સમર્પિત, સારું યે જીવન તેને ચરણે.
અસત્ય ને વિષયાસક્તિ દેહને મહા દુઃખ દે છે, વેશ અને વર્ણ ધૂળ-રાખ જેવા વ્યર્થ છે
જે ઉત્પન્ન થયું તે આવશે ને જશે, નાનક કહે છે કે નામસ્મરણથી જે પરમાત્માની
ઇચ્છામાં સ્થિર, તે સદા સ્થિર.

(351–52)

: 75 :

નાનક કહે છે કે ગુરુ સંતોષનું વૃક્ષ છે, ધર્મનું ફૂલ છે, જ્ઞાનનું ફળ છે.
તે સદાયે લીલુંછમ ને રસથી ભરપૂર છે, કર્મ ને ધ્યાનથી તે ફળ પાકે છે.
જે તે ફળ ચાખે છે, તેને પ્રિયમિલનનો આસ્વાદ મળે છે, ગુરુનું આ દાન સર્વોત્તમ દાન છે.
ગુરુ છે સોનાનું વૃક્ષ, તેનાં પાંદડાં છે પરવાળાનાં, લાલ રત્નોનાં ઝવેરાતથી તે ફૂલ્યુંફાલ્યું છે.
ગુરુને મુખેથી જે વચન સર્યાં એ જ તો રત્ન-ફળ, હૃદયમાં એ પરમાત્માનું દર્શન કરાવી ન્યાલ કરી દે છે.

નાનક કરમુ હોવૈ મુખિ મસતકિ લિખિઆ હોવૈ લેખુ,
અઠસઠિ તીરથ ગુર કી ચરણી પૂજૈ સદા વિસેખુ.
હંસુ હેતુ લોભુ કોપુ ચારે નદીઆ અગિ,
પવહિ દઝહિ નાનકા તરીઐ કરમી લગિ–2

વાર માઝ, પઉડી–20, સલોક 1, 2

: 76 :

સતિ ગુર વિટહુ વારિઆ જિતુ મિલિઐ ખસમુ સમાલિઆ,
જિનિ કરિ ઉપદેસુ ગિઆન અંજનુ દીઆ ઇન્હી નેત્રી જગતુ નિહાલિયા.
ખસમુ છોડિ દૂજૈ લગે ડુબે સે વણજારિઆ,
સતિગુરુ હૈ બોહિથા વિરલૈ કિનૈ વીચારીઆ
કરિ કિરપા પારિ ઉતારિઆ–13

વાર આસા, પઉડી–13

: 77 :

સચા સતિગુરુ સેવિ સચુ સમ્હાલિઆ, અંતિ ખલોઆ આઇ જિ સતિગુર અગૈ ઘાલિઆ.
પોહિ ન સકૈ જમકાલુ સચા રખવાલિઆ, ગુર સાખી જોતિ જગાઇ દીવા બાલિઆ.
મનમુખ વિણુ નાવૈ કૂડિઆર ફિરહિ બેતાલિઆ, પસૂ માણસ ચંમિ પલેટે અંદરહુ કાલિઆ.
સભો વરતૈ સચુ સચૈ સબદિ નિહાલિઆ, નાનક નામુ નિધાનુ હૈ પૂરૈ ગુરિ દેખાલિઆ–14

વાર મલાર, પઉડી–14

## ગુરુનો શબ્દ : શિષ્યની જાગૃતિ

: 78 :

ગુરમુખિ નાદં ગુરમુખિ વેદં ગુરમુખિ રહિઆ સમાઈ,
ગુરુ ઈસરુ ગુરુ ગોરખુ બરમા ગુરુ પારબતી માઈ,
જે હઉ જાણા આખા નાહી કહણા કથનુ ન જાઈ,
ગુરા ઇક દેહિ બુઝાઈ, સભણા જીઆ કા ઇકુ દાતા સો મૈં વિસરી ન જાઈ–5

જપુ, પઉડી–5

: 79 :

સતિગુર સબદી પાધરુ જાણિ, ગુર કે તકીઐ સાચૈ તાણિ,
નામુ સમ્હાલસિ રૂઢી બાણિ, થૈ ભાવૈ દરુ લહસિ પિરાણિ–2

નાનક કહે છે કે તેની કૃપા હોય અને માથા પર ભાગ્યરેખા ઉત્તમ હોય
તો ગુરુનાં ચરણોમાં અડસઠ તીરથ મળી જાય છે, માણસ તેને વિશેષરૂપે પૂજે છે.
હિંસા, મોહ, લોભ અને ક્રોધ આ ચારે આગની નદીઓ છે.
નાનક કહે છે કે તેમાં ડૂબે તે દાઝી મરે છે, પણ ગુરુકૃપાથી તેને તરી જવાય છે.

(147)

: 76 :

સતગુરુ પર વારી જાઉં છું, જેને મળવાથી મને માલિકનું સ્મરણ થયું છે.
જેણે ઉપદેશ આપી જ્ઞાનનું આંજણ આંજ્યું, અને આ નેત્રોથી મેં જગત નિહાળ્યું.
માલિકને છોડી જેનું મન બીજે વળગે, તે વણઝારા ભવસાગરમાં ડૂબી જાય છે.
સતગુરુ છે પાર ઉતારનારું જહાજ, કોઈ વિરલા જ આ વિચારી જાણે છે.
તે પોતાની કૃપાથી પાર ઉતારે છે.

(470)

: 77 :

સાચા સતગુરુની સેવા કરી મને સત્ય મળ્યું, સતગુરુ પાસે મેં જે કાંઈ પરિશ્રમ કર્યા, તેણે છેવટે મારી સહાય કરી.
સાચો મારો રખેવાળ છે, મૃત્યુ કે કાળનું મારા પર કાંઈ નહીં ચાલે, ગુરુની શીખથી મેં જ્યોતિ જગાડી દીવો ચેતવ્યો
નામસ્મરણ વિહોણા, કૂડકપટિયા મનમુખી તો ભટકે છે પિશાચ સમા, માણસની ચામડીમાં લપેટેલા તેઓ પશુ છે, અંદરથી છે કાળા.
સત્ય સર્વ જગ્યાએ વ્યાપક છે, સાચા શબ્દ દ્વારા મેં આ નિહાળ્યું છે, નાનક કહે છે કે નામ તો ખજાનો છે, પૂરા ગુરુએ મને એ બતાવ્યો છે.

(1284)

: 78 :

ગુરુનો શબ્દ નાદ છે, વેદ છે અને ગુરુના શબ્દમાં જ તે પરમ તત્ત્વ સમાયું છે.
ગુરુ ઈશ્વર છે, ગુરુ ગોરખ છે, ગુરુ છે બ્રહ્મ અને ગુરુ જ માતા પાર્વતી છે.
તેને હું જાણું તો પણ વ્યક્ત ન કરી શકું, કથ્યું કથી શકાય એમ નથી.
હે ગુરુ, મને તે એકનું જ્ઞાન આપો, જે સહુ જીવોનો દાતા છે, તેને હું કદી ન ભૂલું.

(2)

: 79 :

સતગુરુના શબ્દથી સીધું સોપટ જાણી લે, ગુરુના આશરાથી સાચી શકિત મળે છે,
સુંદર વાણીથી નામ સ્મરી લે, તારી કૃપા થાય તો પ્રાણી, તારે બારણે પહોંચી જાય.

ਓਂਡਾ ਵੈਸਾ ਏਕ ਲਿਵਤਾਰ, ਗੁਰ ਕੈ ਸਬਦਿ ਨਾਮ ਆਧਾਰ,

ઊંડા વૈસા એક લિવતાર, ગુર કે સબદિ નામ આધાર,
ના જલુ ડૂંગરુ ન ઊચી ધાર, નિજ ઘરિ વાસા તહ મગુ ન ચાલણહાર–3
જિતુ ઘરિ વસહિ તૂહૈ બિધિ જાણહિ બીજઉ મહલુ ન જાપૈ,
સતિગુર બાઝહુ સમઝ ન હોવી સભુ જગુ દબિઆ છાપૈ,
કરણ પલાવ કરૈ બિલલાવઉ બિનુ ગુર નામુ ન જાપૈ,
પલ પંકજ મહિ નામુ છડાએ જે ગુરુ સબદુ સિઆપૈ–4
ઈકિ મૂરખ અંધે મુગધ ગવાર, ઈકિ સતિગુર કૈ ભૈ નામ આધાર,
સાચી બાણી મીઠી અંમૃત ધાર, જિનિ પીતિ તિસુ મોખદુઆર–5
નાગુ ભૈ ભાઈ રિદૈ બસાહી ગુર કરણી સચુ બાણી,
ઈન્દુ બરસૈ ધરતિ સુહાવી ઘટિ ઘટિ જોતિ સમાણી,
કાલરિ બીજસિ દૂર મતિ એસી નિગુરે કી નીસાણી,
સતિગુર બાઝહુ ઘોર અંધારા ડૂબિ મુએ બિનુ પાણી–6

મલાર અસટપદીઆ

## ગુરુ શબ્દ જ ગુરુ છે

: 80 :

સબદુ ગુર પીરા ગહિર ગંભીરા બિનુ સબદૈ જગુ બઉરાનં,
પૂરા બૈરાગી સહજિ સુભાગી સચુ નાનક મનુ માનં–8–1

સોરઠ અસટપદીઆં

: 81 :

ભનતિ નાનકુ કરે વીચારુ, સાચી બાણી સિઉ ધરે પિઆરુ,
તા કો પાવૈ મોખ દુઆરુ, જપુ તપુ સભુ ઇહુ સબદુ હૈ સારુ–5–2–4

ધનાસરી

## આરતી[1]

: 82 :

ગગન મૈ થાલુ ચંદુ દીપક બને તારિકા મંડલ જનક મોતી,
ધૂપુ મલઆનલો પવણુ ચવરો કરે, સગલ બનરાઇ ફૂલંત જોતી–1

---

[1]ગુર નાનક દેવ જગન્નાથપુરીના મંદિરમાં ગયા. સન્ધ્યાવેળાએ પૂજારીઓએ તેમને સન્ધ્યા-આરતીમાં શામેલ થવાનું કહ્યું. એક થાળીમાં દીવા પેટાવ્યા હતા, ધૂપ પણ કર્યો હતો, મૂર્તિ પર ફેંકવા માટે ફૂલો પણ રાખ્યાં હતાં. ગુરુ નાનક દેવે ત્યારે આ પદની રચના કરી કે મારા પ્રભુની આરતી તો સ્વયંમેવ થઈ રહી છે.

એકમાં લગન લગાવીને બેઠો હોવા છતાં ઊડું છું, ગુરુના શબ્દથી એક નામ આધાર છે.
ન પાણી, ન ડુંગર, ન ઊંચી ધાર, કોઈ બાધા નથી, નિજ ઘરમાં રહેતાં કોઈ માર્ગ પર ચાલવું નથી પડતું.
જે ઘરમાં તું રહે, તેને તો તું બધી રીતે જાણે, તારા વિના બીજો કોઈ આશ્રય નથી દેખાતો.
સત્ગુરુ વિના સમજ નથી પડતી કે સારુ યે જગત અવિદ્યા નીચે દબાયેલું છે.
અને કેટલા વિલાપ કરે છે, ને વલખાં મારે છે, પણ ગુરુ વિના નામસ્મરણ જાણતા નથી.
જો ગુરુ-શબ્દનો પરિચય થઈ જાય તો ઘડીપલમાં તે મુક્તિ અપાવે.
પણ કેટલાક મૂરખ છે, કેટલાક મૂઢ ને ગમાર છે. જે કોઈ સતગુરુની આજ્ઞામાં રહે છે,
તેમને છે નામ તણો આધાર.

સાચી વાણી તો અમૃતની ધારા છે, જે તેને પીએ છે, તેમને માટે મોક્ષનું દ્વાર ખૂલી જાય છે.
જે ભાવથી નામ જપ કરે છે ને તેનો ફડકો રાખે છે, તેઓ ગુરુનાં કાર્યો ને સત્યની વાણીને
હૃદયમાં વસાવે છે.

મેઘ વરસે છે, ધરતી હરીભરી થઈ જાય છે, ઘટ-ઘટમાં તેની જ્યોતિ સમાઈ જાય છે.
ઊખર ખેતરમાં કુબુદ્ધિવાળા બીની વાવણી કરે છે, આ છે નુગરાની નિશાની.
સત્ગુરુ વિના ઘોર અંધારું છે, લોકો પાણી વિના જ અહીં ડૂબી જાય છે.

(1275)

: 80 :

શબ્દ છે ગુરુ ને પીર, ગહન ગંભીર, શબ્દ વિના દુનિયા બાવરી છે.
પૂરા વૈરાગી છે એ જ સહજ સુભાગી છે, નાનકનું મન માન્યું છે આ સત્યમાં.

(635)

: 81 :

નાનક કહે છે સાચી વાણી પર વિચાર કરે, તેને પ્રેમથી માથે ચડાવે,
તો કોઈને પણ મોક્ષનું દ્વાર મળે. શબ્દ જ સહુ જપતપનો સાર છે.

(661)

: 82 :

આકાશ છે થાળી, સૂર્ય-ચન્દ્ર છે દીપક, તારામંડલ જાણે મોતી છે,
મલયાનિલનો ધૂપ છે, પવન ચામર ઢોળે છે, સઘળી વનરાઈ ફૂલ બની પ્રકાશે છે.

કૈસી આરતી હોઈ ભવ ખંડના તેરી આરતી.
અનહતા સબદ વાજંત ભેરી– ૧ – રહાઉ –
સહસ તવ નૈન નન નૈન હૈ તોહી કઉ સહસ મૂરતી નના એક તોહી
સહસ પદ વિમલ નન એક પદ ગંધ બિનું સહસ તવ ગંધ ઈવ ચલત મોહી–2
સભ મહિ જોતિ જોતિ હૈ સોઈ, તિસ કૈં ચાનણી સત્ય મહિ ચાનણુ હોઇ,
ગુર સાખી જોતિ પરગટુ હોઇ, જો તિસુ ભાવૈ સુ આરતી હોઇ – 3
હરિ ચરણ કમલ મકરંદ લોભિત મનો અનદિનો મોહિ આહી પિઆસા,
કૃપા જલુ દેહિ નાનક સારિંગ કઉ હોઇ જા તે તૈરૈ નામિ વાસા– 4–1–7–9

ધનાસરી

## સરી જાય સંસાર

: 83 :
ધનુ જોબનુ અરુ ફુલડા નાઠીઅડે દિન ચારિ,
પબણિ કેરે પત જિઉ ઢલિ ઢુલિ જુમણુહાર–1
રંગુ માણિ લૈ પિઆરિઆ જા જોબનુ નઉ હુલા,
દિન થોડડે થકે ભઇઆ પુરાણા ચોલા–1–રહાઉ–
સજણ મેરે રંગુલે જાઈ સુતે જીરાણિ,
હંમી વંયાં ડુંમણી રોવા ઝીણી બાણિ–2
કી ન સુણેહી ગોરીએ આપણ કંની સોઈ,
લગી આવહિ સાહુરૈ નિત ન પેઇઆ હોઇ–3
નાનક સુતી પેઈએ જાણુ વિરતી સંનિ
ગુણા ગવાઈ ગંઠડી અવગણ ચલી બંનિ–4–24

સિરી રાગુ

: 84 :
દર ઘર મહલા સોહણે પકે કોટ હજાર,
હસતી ઘોડે પાખરે લસકર લખ અપાર.
કિસહી નાલિ ન ચલિઆ ખપિ ખપિ મુએ અસાર–3
સુઇના રુપા સંચીઐ માલુ જાલુ જંજાલુ,
સભ જગ મહિ દોહી ફેરીઐ બિનુ નાવૈ સિરિ કાલુ,
પિંડુ પડૈ જીઉ ખેલસી બદફૈલી કિઆ હાલુ–4

કેવી તારી આરતી થઈ રહી છે, હે ભવખંડન!
અનાહદ શબ્દની જાણે ભેરી બજી રહી છે.
સહસ્ર તારાં નયનો છે, તારે એક પણ નયન નથી, સહસ્ર તારી મૂર્તિઓ છે,
તારી એક પણ મૂર્તિ નથી,
સહસ્ર તારાં નિર્મલ ચરણો છે, તારે એક પણ ચરણ નથી, તું ગંધવિહીન છે,
અને છતાં સહસ્ર ગંધરૂપે તું વહે છે.
તારી આ લીલા મને મુગ્ધ કરી દે છે.
સર્વમાં જે જ્યોતિ એ તો તારી જ જ્યોતિ છે, તેના પ્રકાશથી સર્વ પ્રકાશિત છે.
ગુરુની શીખથી જ્યોતિ પ્રગટ થાય છે, તેને જે ગમે એ જ આરતી છે.
હરિનાં ચરણકમલના મધુરસમાં મારું મન લુબ્ધ છે, નિરંતર મને તેની જ તૃષા છે.
નાનક-ચાતકને કૃપાનાં જલબિંદુ આપો, જેથી તારા નામમાં તેનો નિવાસ થઈ જાય.

(663)

: 83 :

ધન અને જોબન છે ફૂલડાં, ચાર દિવસમાં કરમાઈ જશે.
પાંદડાંની જેમ, એ પાણી ઊતરી જતાં વિલાઈ જશે.
પ્યારે! જવાની જોરમાં છે ત્યાં પ્રીતમ સાથે આનંદ માણી લે,
થોડા જ દિવસમાં વૃદ્ધાવસ્થા આવશે, થાકી જઈશ અને જામો જીરણ થઈ જશે.
મારા રંગીલા સાજણ તો સ્મશાનમાં જઈ સૂઈ ગયા,
એક દિવસ હું પણ જઈશ, ગળે ડૂમો ભરાય છે ને ઝીણે સાદે રુદન ઝરે છે.
ગોરી, તેં આ કાનોકાન સાંભળ્યું નથી?
કે સાસરે જવું જ પડશે, કાયમ માટે કાંઈ પિયરમાં રહી નહિ શકાય.
નાનક કહે છે કે પિયરમાં તું સૂતી રહી, જાણી લે કે નક્કી ખાતર પડશે,
ગુણોની પોટલી તારી લૂંટાઈ જશે, અવગુણ બાંધીને જવું પડશે.

(23)

: 84 :

દરવાજા, મેડી, સુંદર મહેલ ને હજાર પાકા કિલ્લા
હાથી અને ઘોડા પલાણ સહિત, લાખોનું લશ્કર અગણિત,
કોઈની સાથે કાંઈ પણ ન ચાલ્યું, ખપી ખપી સહુ મર્યા, બધું જ સારહીન
સોના-રૂપાના ઢગલા કે ધન-માલ બધું જંજાળ છે.
સારી યે દુનિયામાં હાક વાગે, પણ નામ વિના તો માથે કાળ બેઠો છે.
શરીર પડી જશે, જીવ ચાલ્યો જશે, જે અનીતિ આચરે છે તેના કેવા હાલ થશે?

પુતા દેખિ વિગસીઐ નારી સેજ ભતાર,
ચોઆ ચંદનુ લાઈઐ કાપડુ રૂપુ સીગારુ,
ખેહૂ ખેહ રલાઈઐ છોડિ ચલૈ ઘર બારુ–5
મહર મલૂક કહાઈઐ રાજા રાઉ કિ ખાનુ,
ચઉધરી રાઉ સદાઈઐ જલિ બલીઐ અભિમાન,
મનમુખિ નામુ વિસારિઆ જિઉ ડવિદધા કાનુ–6
હઉમૈ કરિ કરિ જાઇસી જો આઇઆ જગ માહિ
સભુ જગુ કાજલ કોઠડી તનુ મનુ દેહ સુઆહિ,
ગુરિ રાખે સે નિરમલે સબદિ નિવારી ભાહિ–7
નાનક તરીઐ સચિ નામિ સિરિ સાહા પાતિસાહુ,
મૈં હરિનામુ ન વીસરૈ હરિનામુ રતનુ વેસાહુ,
મનમુખ ભઉજલિ પચિ મુએ ગુરમુખિ તરે અથાહુ–8-16

સિરી રાગુ અસટપદીઆ

## માયાથી બચવાનો ઉપાય

: 85 :

માઇઆ માઇઆ કરિ મુએ માઇઆ કિસૈ ન સાથિ,
હંસુ ચલૈ ઉઠિ ડુમણો માઇઆ ભૂલી આથી.
મનુ ઝૂઠા જમિ જોહિઆ અવગુણ ચલહિ નાલિ,
મન મહિ મનુ ઉલટો મરૈ જે ગુણ હોવહિ નાલિ
મેરી મેરી કરિ મુએ વિણુ નાવૈ દુખુ ભાલિ.
ગઢ મન્દર મહલા કહા જિઉ બાજી દીબાણુ,
નાનક સચે નામ વિણુ ઝૂઠા આવણ જાણુ.
આપે ચતુરુ સરૂપુ હૈ આપે જાણુ સુજાણુ–42

રામકલી દખણી ઓઅંકારુ

: 86 :

સરમુ ધરમુ દુઇ નાનકા જે ધનુ પલૈ પાઇ,
સો ધનુ મિત્રુ ન કાંઢીઐ જિતુ સિરિ ચોટાં ખાઇ
જિન કૈ પલૈ ધનુ બસૈ તિન કો નાઉ ફકીર
જિન્હ કૈ હિરદૈ તૂ વસહિ તે નર ગુણી ગહીર–1–મ. 1-.

પુત્રોને જોઈને માણસ રાજી થાય છે, પત્નીને પલંગ પર જોઈ પતિ હરખાય છે,
અત્તર ને ચંદન લગાડે છે, સારાં કપડાં પહેરે અને બનીઠનીને શણગાર સજે છે.
પણ છેવટે માટી માટીમાં મળી જાય છે, ઘરબાર છોડીને ચાલી નીકળે છે.
પોતાને સરદાર, બાદશાહ, રાજા, રાવ અને ખાન કહેવડાવે છે.
ચૌધરી કે રાવ, સદાય અભિમાનમાં સળગ્યા કરે છે,
મનમુખે નામ વિસારી દીધું, જાણે કાનને જ દાવાનળમાં હોમી દીધા.
જગતમાં આવ્યા તે હું-હું કરી આખરે ચાલ્યા જશે.
સારું યે જગત કાજળની કોટડી છે, તન અને મન રાખથી ભર્યાં છે.
ગુરુ જેની રક્ષા કરે તે નિર્મલ રહી શકે, શબ્દ દ્વારા આગને બુઝાવી નાખીને.
નાનક કહે છે કે શાહનો પણ શાહ માથે રહ્યો છે, તેનું સત્યનામ જપતાં તરી જઈએ.
હું એક હરિનામ કદી ન વિસરું, મારે તો એ જ રત્ન ખરીદવું છે.
નાનક કહે છે કે મનમુખ ભવજળમાં સળગી મરે છે, ગુરુમુખ અતાગ સાગરને પણ
પાર કરી જાય છે.

(63–64)

: 85 :

માયા માયા કરતાં મરી ગયા, પણ માયાએ કોઈને સાથ ન આપ્યો,
હંસ ઊઠી ચાલી નીકળ્યો લોમવિલોમ કરતો, માયા અહીં પડી રહી.
જૂઠા મનની જમ વાટ જુએ છે, અવગુણ સાથે આવશે.
જો અંતરમાં સદ્ગુણ હોય તો મન માયાથી ઊલટું થઈને પોતાનામાં લીન બને.
મારું મારું કરીને મરી ગયા, નામસ્મરણ વિના જ્યાંત્યાં દુ:ખ જ ભાળ્યું.
ક્યાં ગયા ગઢ, મંદિર, મહેલ ને દીવાન ? એ તો બાજીગરનો ખેલ બની ગયો.
નાનક કહે છે કે સાચા નામ વિના આ બધું આવાગમન જૂઠ છે.
પરમાત્મા પોતે પ્રવીણ-સ્વરૂપ છે, તે સુજાન સર્વ કાંઈ જાણે છે.

(935–36)

: 86 :

નાનક કહે છે કે પૈસાને ખાતર માણસ શરમ ને ધર્મ બંનેને નેવે મૂકે છે
તે ધનને મિત્ર ન માનો, જેને કારણે માથા પર ચોટ ખાવી પડે.
જેના પલ્લામાં ધન પડ્યું–એનું નામ જ રંક-ફકીર,
જેના હૃદયમાં તું વસે છે તે નર છે ગુણવાન ગંભીર.

ਦੁਖੀ ਦੁਨੀ ... 

દુખી દુની સહેડીએ જાઈ ત લગહિ દુખ,
નાનક સચે નામ બિનુ કિસૈ ન લથી ભુખ,
રૂપી ભુખ ન ઉતરૈ જા દેખાં તાં ભુખ,
જેતે રસ સરીર કે તે તે લગહિ દુખ–2–મ.
અંધી કંમી અંધુ મનુ મનિ અંધૈ તનુ અંધુ,
ચિકડિ લાઈએ કિઆ થીએ જાં તુટૈ પથર બંધુ,
બંધુ તુટા બેડી નહી ના તુલહા ના હાથ,
નાનક સચે નામ વિણુ કેતે ડુબે સાથ–3–મ૦ 1–
લખ મણ સુઈના લખ મણ રુપા લખ સાહા સિરિ સાહ,
લખ લસકર લખ વાજે નેજે લખી ઘોડી પાતિસાહ,
જિથૈ સાઈરુ લંઘણા અગનિ પાણી અસગાહ,
કંધી દિસિ ન આવઈ ધાહી પવૈ કહાહ,
નાનક ઓથૈ જાણીઅહિ સાહ કેઈ પાતિસાહ–4

વાર મલાર, પઉડી–21, સલોક 1, 2, 3, 4

## નામ

: 87 :

સાચા સાહિબુ સાચુ નાઈ ભાખિઆ ભાઉ અપારુ,
આખહિ મંગહિ દેહિ દેહિ દાતિ કરે દાતારુ,
ફેરિ કિ અગૈ રખીએ જિતુ દિસૈ દરબારુ,
મુહૌ કિ બોલણુ બોલીએ જિતુ સુણિ ધરે પિઆરુ.
અંમૃત વેલા સચુ નાઉ વડિઆઈ વીચારુ,
કરમી આવૈ કપડા નદરી મોખુ દુઆરુ,
નાનક એવૈ જાણીએ સભુ આપે સચિઆરુ–4

જપુ, પઉડી–4

: 88 :

મોતી ત મંદર ઊસરહિ રતની ત હોહિ જડાઉ,
કસતૂરિ કુંગુ અગરિ ચંદનિ લીપિ આવૈ ચાઉ,
મતુ દેખિ ભૂલા વીસરૈ તેરા ચિતિ ન આવૈ નાઉ–1
હરિ બિનુ જીઉ જલિ બલિ જાઉ,
મૈં આપણા ગુરુ પૂછિ દેખિઆ અવરુ નાહી થાઉ–1–રહાઉ–

પૈસો એકઠો કરવામાં દુ:ખ છે, પૈસો જાય તો પણ દુ:ખ થાય છે.
નાનક કહે છે કે સાચા નામ વિના કોઈ રીતે ભૂખ મટતી નથી.
રૂપથી ભૂખ નથી મટતી (રૂપ) જેટલું જોઉં તેટલી ભૂખ વધે છે
શરીરના જેટલા રસભોગ તે બધા દુ:ખના જ કારણભૂત છે.
કામવાસનામાં અંધનું મન આંધળું બની જાય છે,
પછી જેનું મન આંધળું તેનું શરીર પણ આંધળું.
પથ્થરનો બંધ જ જ્યાં તૂટી ગયો ત્યાં માટીના થર લગાવવાથી શું વળે ?
તૂટી ગયો બંધ, નાવ નહીં, તરવાને સહારો નહીં.
નાનક કહે છે કે સાચા નામ વિના કેટલા યે સાથે ડૂબી મર્યા.
લાખો મણ સોનું, લાખો મણ રૂપું, લાખો શાહ ને શહેનશાહ
લાખોનું લશ્કર, લાખો વાજાં, નેજા ને ઘોડાઓ
જ્યાં સાગરને ઓળંગવો છે ત્યાં અથાગ પાણી અગનિ છે.
ક્યાંય કિનારો નજરે આવતો નથી, ચારે કોર હાહાકાર મચ્યો છે.
નાનક કહે છે કે ત્યાં ખબર પડશે, કોણ શાહ છે ને કોણ બાદશાહ છે.

(1287)

: 87 :

માલિક સાચો છે, તેનો ન્યાય સાચો છે, તેની ભાષા છે અપાર પ્રેમ.
કહે છે : માગે છે તો આપ આપ ! તે દાતા જ ખરેખર દાન કરે છે.
તેને શું ભેટ ધરવી, જેથી તેના દરબારમાં પ્રવેશ મળે, દર્શન થાય ?
મુખથી શું વેણ ઉચ્ચારવું, જેને સાંભળી તેનો પ્રેમ વરસી પડે ?
અમૃત વેળામાં સાચું નામ ને તેના સામર્થ્યનો વિચાર કરો.
કર્મથી મળે છે શરીર, કૃપાથી મોક્ષનું દ્વાર ઊઘડે છે.
નાનક કહે છે કે એવું લાગે છે જાણે સર્વ કાંઈ તેનું જ સ્વરૂપ છે.

(2)

: 88 :

મોતીઓનું મંદિર ને તે વળી રત્નોથી મઢ્યું હોય.
કસ્તૂરી, કંકુ, અગર ચંદનના લેપથી મન લોભાઈ જાય.
એને જોઈ ક્યાંક ભ્રમિત ન બનું, ક્યાંક તારું નામ ભૂલી ન જાઉં.
હરિ વિના જીવ જલીને ખાખ થઈ જાય છે.
મેં મારા ગુરુને પૂછી જોયું છે, તેના વિના બીજું ક્યાંયે શરણ નથી.

ધરતી ત હીરે લાલ જડતી પલઘિ લાલ જડાઉ,
મોહણી મુખિ મણી સોહૈ, કરે રંગિ પસાઉ,
મતુ દેખિ ભૂલા વીસરૈ, તેરા ચિતિ ન આવૈ નાઉ.–2.
સિધુ હોવા સિધિ લાઈ રિધિ આખા આઉ,
ગુપતુ પરગટુ હોઈ બૈસા લોકુ રાખૈ ભાઉ,
મતુ દેખિ ભૂલા વીસરૈ, તેરા ચિતિ ન આવૈ નાઉ.–3
સુલતાનું હોવા મેલિ લસકર તખતિ રાખા પાઉ,
હુકમુ હાસલુ કરી બૈઠા નાનકા સભ વાઉ,
મતુ દેખિ ભૂલા વીસરૈ, તેરા ચિતિ ન આવૈ નાઉ.–4–1

સિરી રાગુ

: 89 :

ભરીઐ હથુ પૈરુ તનુ દેહ, પાણી ધોતૈ ઉતરસુ ખેહ.
મૂત પલીતી કપડુ હોઇ, દે સાબૂણુ લઈઐ ઓહુ ધોઇ.
ભરીઐ મતિ પાપા કૈ સંગિ, ઓહુ ધોપૈ નાવૈ કૈ રંગિ.
પુંની પાપી આખણુ નાહિ, કરિ કરિ કરણા લિખિ લૈ જાહુ.
આપે બીજિ આપે હી ખાહુ, નાનક હુકમી આવહુ જાહુ–20

જપુ પઉડી–20

: 90 :

કોટિ કોટિ મેરી આરજા પવણુ પીઆણુ અપિઆઉ,
ચંદુ સૂરજુ દુઇ ગુફૈ ન દેખા સુપનૈ સઉણ ન થાઉ,
ભી તેરી કીમતિ ના પવૈ, હઉ કેવડુ આખા નાઉ–1.
સાચા નિરંકારુ નિજ થાઇ,
સુણિ સુણિ આખણુ આખણા જે ભાવૈ કરે તમાઇ–1–રહાઉ–
કુસા કટીઆ વાર વાર પીસણિ પીસા પાઇ,
અગી સેતી જાલીઆ ભસમ સેતી રલિ જાઉ,
ભી તેરી કીમતિ ના પવૈ, હઉ કેવડુ આખા નાઉ.–2
પંખી હોઇ કૈ જે ભવા સૈ અસમાની જાઉ,
નદરી કિસૈ ન આવઊ ના કિછુ પીઆ ન ખાઉ,
ભી તેરી કીમતિ ના પવૈ હઉ કેવડુ આખા નાઉ.–3
નાનક કાગદ લખ મણા પડિ પડિ કીચૈ ભાઉ,
મસૂ તોટિ ન આવઈ લેખણિ પઉણુ ચલાઉ,
ભી તેરી કીમતિ ના પવૈ હઉ કેવડુ આખા નાઉ.–4–2

સિરી રાગુ

હીરા ને લાલ માણેકથી જડેલી ફરસ હોય, રત્નોથી મઢેલો પલંગ હોય,
મોહિની સુંદરી શૃંગાર સજીને બેઠી હોય ને હાવભાવથી આકર્ષણ કરતી હોય,
એને જોઈ કયાંક ભ્રમિત ન બનું, કયાંક તારું નામ ભૂલી ન જાઉં.
સિદ્ધ બની જાઉં ને સિદ્ધિ મેળવું, રિદ્ધિને પુકારું તો તે હાજર થઈ જાય.
હું ધારું ત્યારે ગુપ્ત થઈ જાઉં છું, વળી બીજે દેખાઉં છું એવો લોકોનો મારા પર વિશ્વાસ હોય
એવું હોય તો પણ કયાંક ભ્રમિત ન બનું, કયાંક તારું નામ ભૂલી ન જાઉં.
સુલતાન બનું, લશ્કર ભેળું કરું, તખત પર મારો પગ રાખું,
મારો હુકમ બધા માનતા હોય, નાનક કહે છે કે એ બધું હવાના હિલોળા જેવું છે,
એવું હોય તો પણ ભ્રમિત કયાંક ન બનું, કયાંક તારું નામ ભૂલી ન જાઉં.

(14)

: 98 :

હાથ પગ, આખું શરીર કાદવથી ખરડાયું હોય, પાણીથી ધોતાં ધૂળ ઊતરી જાય છે,
મળમૂત્રથી કપડું ખરાબ થયું હોય, સાબુ દેતાં તે સાફ થઈ જાય છે,
બુદ્ધિ પાપથી બગડી હોય તો, તે નામ લેતાં નિષ્કલંક થઈ જશે.
પુણ્યપાપ કાંઈ માત્ર કહેવાના શબ્દો નથી, જે કાંઈ કરીએ તે લખાઈ જાય છે,
પોતે જ બી વાવીને પોતે ભોગવીએ છીએ, નાનક કહે છે કે હુકમથી આવાગમન થાય છે.

(4)

: 90 :

કરોડો વરસનું મારું આયુષ્ય હોય, અપેય પવન પીને જીવું,
ગુફામાં રહી ચન્દ્રસૂર્યને પણ ન દેખું, સૂવાને માટે સ્વપ્નમાં પણ સ્થાન ન હોય,
તો પણ તારું મૂલ્ય આંકી ન શકું, હું શું કહું કે તારું નામ કેવડું મોટું છે!
સાચા નિરાકાર સદા પોતાના સ્થાને બિરાજે છે,
સાંભળી સાંભળીને તેનું વર્ણન વિદ્વાનો કરે છે, તેની ઇચ્છા થાય તો તે કૃપા કરે છે.
મારા ટુકડેટુકડા કરી નાખવામાં આવે, ચક્કીમાં પીસી નાખવામાં આવે,
વળી આગમાં બાળીને મને ખાખ કરી દેવામાં આવે,
તો પણ તારું મૂલ્ય આંકી ન શકું, હું શું કહું કે તારું નામ કેવડું મોટું છે!
પંખી બનીને ઊડું, સો સો આકાશને પાર કરી જાઉં,
કોઈની નજરે ન પડું, ન કાંઈ ખાઉં, ન પીઉં,
તો પણ તારું મૂલ્ય આંકી ન શકું, હું શું કહું કે તારું નામ કેવડું મોટું છે!
નાનક કહે છે કે લાખો મણ પુસ્તકો પઢીને તેનો ભાવાર્થ શોધ્યા કરું,
શાહી હોય અખૂટ અને લેખિની ચાલતી હોય પવનની જેમ,
તો પણ તારું મૂલ્ય આંકી ન શકું, હું શું કહું કે તારું નામ કેવડું મોટું છે!

(14-15)

: 91 :

સો જીવિઆ જિસુ મનિ વસિઆ સોઇ, નાનક અવરૂ ન જીવૈ કોઇ,
જે જીવૈ પતિ લથી જાઇ, સભુ હરામુ જેતા કિછુ ખાઇ.
રાજિ રંગુ માલિ રંગિ રંગુ રતા નચૈ નંગુ, નાનક ઠગિઆ મુઠા જાઇ,
વિણુ નાવૈ પતિ ગઈઆ ગવાઈ. – 1 મ૦ – 1 –
કિઆ ખાધૈ કિઆ પૈધૈ હોઇ, જા મનિ નાહી સચા સોઇ.
કિઆ મેવા કિઆ ઘિઉ ગુડ મિઠા કિઆ મૈદા કિસા માસુ,
કિઆ કપડુ કિઆ સેજ સુખાલી કીજહિ ભોગ વિલાસ,
કિઆ લસકર કિઆ નેબ ખવાસી આવૈ મહલી વાસ,
નાનક સચે નામ વિણુ સભે ટોલ વિણાસુ.–2

વાર માઝ, પઉડી–10, સલોક–1, 2

: 92 :

પહિરા અગનિ હિવૈ ઘરુ બાધા ભોજનું સારુ કરાઈ,
સગલે દુખ પાણી કરિ પીવા ધરતી હાક ચલાઈ.
ધરિ તારાજી અંબરુ તોલી પિછૈ ટંકૂ ચડાઈ,
એવડુ વધા માવા નાહી સભસૈ નથિ ચલાઈ,
એતા તાણુ હોવૈ મન અંદરિ કરી ભિ આખિ કરાઈ.
જેવડુ સાહિબુ તેવડ દાતી દે દે કરે રજાઈ,
નાનક નદરિ કરે જિસુ ઉપરિ સચિ નામિ વડિઆઈ.–1–મ૦ 2–

વાર માઝ, પઉડી–9, સલોક–1

: 93 :

દુઈ દીવે ચઉદહ હટ નાલે, જેતે જીઅ તેતે વણજારે,
ખુલ્હે હટ હોઆ વાપારૂ, જો પહુચૈ સો ચલણહાઉ.
ધરમુ દલાલુ પાએ નીસાણુ, નાનક નામુ લાહા પરવાણુ,
ઘરિ આએ વજી વાધાઈ, સચ નામ કો મિલી વડિઆઈ.–1–મ૦ 1–

વાર સૂહી, પઉડી 13, સલોક–1

: 94 :

જિની ન પાઇઓ પ્રેમ રસુ કંત ન પાઇઓ સાઉ,
સુંયે ઘર કા પાહુણા જિઉ આઇઆ તિઉ જાઉ.–1–મ૦1–

: 91 :

જીવંત એ છે, જેના મનમાં પરમાત્મા વસ્યા છે, બીજા કોઈ જીવંત નથી.
અને પરમાત્મા વિના જીવશે એની પત જશે, એ જે કાંઈ ખાય છે તે હરામનું છે.
સત્તામાં, ધનમાલમાં રંગાઈ જે નિર્લજ્જ નૃત્ય કરે છે, નાનક કહે છે કે તે લૂંટાઈ જાય છે.
જેણે નામસ્મરણ ન કર્યું તેણે પોતાની આબરૂ ગુમાવી દીધી.
ખાવા ને પીવાથી શો ફાયદો, જો મનમાં તે સાચો સાહેબ નથી તો?
શું મેવા, શું ઘી, ગોળ, મીઠાઈ, શું મેંદો ને શું માંસ?
સારાં કપડાં ને સેજ તળાઈથી શો લાભ? ભોગવિલાસ કરવાથી પણ શું?
લશ્કર ને નોકર-ચાકરોથી શું? મહેલોમાં રહેવાથી યે શું?
નાનક કહે છે કે સાચા નામ વિના બધો આડંબર નાશવાન છે.

(142)

92 :

આગનિને પહેરી લઉં, બરફના ઘરમાં રહું, લોઢાનું ભોજન કરું.
સઘળાં દુ:ખોને પાણીની જેમ પી જાઉં, સારીયે પૃથ્વી પર હાક મારી હુકમ ચલાવું.
આકાશને ત્રાજવામાં તોળું ને સામે પલ્લે રાખું માત્ર એક ટંક.
એટલો વધું કે ક્યાંય સમાઉં નહીં, સહુના નાકમાં નથ પહેરાવી દઉં.
મનમાં એટલી શકિત કે ધારું તે કરું ને બીજા પાસે કરાવું.
જેવડો મોટો દાતાર છે, એવડું મોટું તેનું દાન છે, પણ તે પોતાની મરજી પ્રમાણે આપે છે.
નાનક કહે છે કે જેના પર તેની કૃપા થાય છે, તેને એ સાચું નામ ને સ્તુતિ આપે છે.

(147)

: 93 :

બે દીવડા, ચૌદ હાટ, જેટલા જીવ એટલા વણઝારા,
હાટડી ઊઘડી, વેપાર શરૂ થયો, જે અહીં આવે છે તે બધાને ચાલ્યું જવાનું છે.
ધર્મ છે દલાલ, જે માલ પર છાપ લગાડે છે, નાનક કહે છે કે નામસ્મરણનો લાભ જ લેખે છે.
ઘેર આવતાં વધાઈનાં વાજાં વાગશે, સાચા નામનો આદર-સત્કાર તેને મળશે.

(789)

: 94 :

જેને પ્રેમ-રસ ન મળ્યો, પતિ-મિલનનો આસ્વાદ જેણે ન માણ્યો
તે સૂના ઘરના પરોણા છે, જેવા આવ્યા તેવા ખાલી હાથે ચાલ્યા જવાના.

સઉ ઓલામ્હે દિનૈ કે રાતી મિલતિ સહંસ
સિફતિ સલાહણુ છડિ કૈ કરંગી લગા હંસુ
ફિટુ ઈવહા જીવિઆ જિતુ ખાઈ વધાઈઆ પેટુ,
નાનક સચે નામ વિણુ સભો દુસમનુ હેતુ.–2

વાર સુહી 16, સલોક 1, 2

: 95 :
તીરથિ નાવણ જાઉ તીરથ નામુ હૈ,
તીરથ સબદ બીચારુ અંતરિ ગિઆનુ હૈ.
ગુરુ ગિઆનુ સાચા થાનુ તીરથુ દસ પુરબ સદા દસાહરા,
હઉ નામુ હરિ કા સદા જાચઉ દેહુ પ્રભ ધરણીધરા.
સંસારુ, રોગી નામુ દારૂ મૈલુ લાગૈ સચ બિના,
ગુરવાકુ નિરમલ સદા ચાનણુ નિત સાચુ તીરથુ મજના–1

ધનાસરી છન્ત

: 96 :
ચંચલુ ચીતુ ન રહઈ ઠાઈ, ચોરી મિરગુ અંગૂરી ખાઈ,
ચરન કમલ ઉરધારે ચીત, ચિરુ જીવનુ, ચેતનુ નિત નીત,
ચિંતત હી દીસૈ સભુ કોઈ, ચેતહિ એકુ તહી સુખુ હોઈ,
ચિતિ વસૈ રાચૈ હરિ નાઈ, મુકિત ભઈઆ પતિ સિઉ ઘરિ જાઈ–23

રામકલી દખણી, ઓંકાર

: 97 :
ઈહુ ધનુ સરબ રહિઆ ભરપૂરિ, મનમુખિ ફિરહિ સિ જાણહિ દૂરિ.–1
સો ધનુ વખરુ નામુ રિદૈ હમરૈ, જિસુ તૂ દેહિ તિસૈ નિસતારૈ.–1–રહાઉ–
ન ઈહુ ધનુ જલૈ ન તસકરુ લૈ જાઈ, ન ઈહુ ધનુ ડૂબૈ ન ઈસુ ધન કઉ મિલૈ સજાઈ–3
ઈસુ ધન કી દેખહુ વડિઆઈ, સહજે માતે અનદિનુ જાઈ-3
ઈક બાત અનૂપ સુનહુ નર ભાઈ, ઈસુ ધન બિનુ કહહુ કિનૈ પરમ ગતિ પાઈ–4
ભણતિ નાનકુ અકથ કી કથા સુનાએ, સતિગુરુ મિલૈ ત ઈહુ ધનુ પાએ–5–8

મારૂ

દિવસના દુષ્કૃત્યો માટે મળશે સેંકડો ઠપકા, તો રાતનાં દુષ્કૃત્યો માટે હજારો,
પ્રભુનું ભજન-કીર્તન છોડીને હંસ માંડયો છે હાડ-પિંજર ચૂંથવા,
ખૂબ ખાઈ કરીને જેણે ફાંદ વધારી, એવા જીવનને ધિક્કાર છે.
નાનક કહે છે સાચા નામ વિના બધો મોહ જીવનો શત્રુ છે.

(790)

: 95 :

તીર્થસ્નાન કરવા શા માટે જાઉં ? નામ જ મારું તીર્થ છે.
તીર્થ છે શબ્દ, વિચાર, અંતર્જ્ઞાન.
ગુરુએ આપેલું જ્ઞાન જ સાચું તીર્થસ્થાન છે, આ સ્થાન દશ પર્વો અને દશેરાના સ્નાનનું ફળ આપે છે.
હું તો સદાય હરિનામની યાચના કરું છું, હે ધરણીધર, મને આ દાન આપો.
સંસાર એક રોગ છે અને નામ ઔષધિ છે, સત્ય વિના મનને મેલ લાગી જાય છે.
ગુરુવાણી સદાય નિર્મલ ને ઉજ્જવલ છે, હમેશાં આ સાચા તીર્થમાં સ્નાન કરો.

(687)

: 96 :

ચંચલ ચિત્ત એકાગ્ર નથી થતું, મનનો મરગલો ચોરી ચોરીને અંગુર ખાય છે, વિષયો ભણી વળે છે.
ચિત્તમાં પ્રભુનાં ચરણકમલ વસી જાય, તો ચિરજીવન અને નિત્ય નવી ચેતના મળે.
સહુ કોઈ ચિંતાગ્રસ્ત દેખાય છે, જેનું ચિત્ત ચેતી એકમાં પરોવાય તે સુખી થાય છે.
જેના ચિત્તમાં હરિનામ વસી જાય, તે મુક્ત થાય છે ને માનભેર પોતાને ઘેર જાય છે.

(962)

: 97 :

આ ધન સર્વત્ર સભર છે, મનમુખ તેને દૂર માને છે ને સંસારમાં ભટકે છે.
આ નામરૂપી ધનનો વકરો અમારા હૃદયમાં છે, જેને તું એ આપે તેનો બેડો પાર.
આ ધન નથી જલી જતું, નથી તેને ચોર લૂંટી જતા, આ ધન નથી ડૂબી જતું, નથી તેને માટે દંડ મળતો.
આ ધનનો મહિમા નિહાળો, તેમાં મસ્ત બનીને દરેક દિવસ સહજ રીતે પસાર થાય છે.
હે માનવ બંધુ, એક અનુપમ વાત સાંભળ, આ ધન વિના કહે, કોણે પરમ ગતિ પ્રાપ્ત કરી ?
નાનક કહે છે, લો, વર્ણનાતીતનું વર્ણન સુણાવું, સતગુરુ મળે તો આ ધનની પ્રાપ્તિ થાય છે.

(991)

: 98 :

હઉ ગુર પૂછઉ આપણે ગુર પુછિ કાર કમાઉ,
સબદિ સલાહી મનિ બસૈ હઉમૈ દુખ જલિ જાઉ
સહજે હોઇ મિલાવડા સાચે સાચિ મિલાઉ–5.
સબદિ રતે સે નિરમલે તજિ કામ ક્રોધુ અહંકારુ,
નામુ સલાહનિ સદ સદા હરિ રાખહિ ઉરધારિ,
સો કિઉ મનહુ વિસારીઐ સભ જીઆ કા આધારુ–6
સબદિ મરૈ સો મારિ રહૈ, ફિરિ મરૈ ન દૂજી વાર,
સબદૈ હી તે પાઈઐ હરિનામે લગૈ પિઆરુ,
બિનુ સબદૈ જગુ ભૂલા ફિર મરિ જનમૈ વારો વાર–7
સભ સાલાહૈ આપ કઉ વડહુ વડેરી હોઇ,
ગુર બિનુ આપુ ન ચીનીઐ કહે સુણે કિઆ હોઇ,
નાનક સબદિ પછાણીઐ હઉ મૈ કરૈ ન કોઈ–8–8

સિરી રાગુ અસટપદીઆ

: 99 :

બારહ મહિ રાવલ ખપિ જાવહિ ચહુ છિઅ મહિ સંનિઆસી,
જોગી કાપડીઆ સિર ખૂથે બિનુ સબદૈ ગલિ ફાસી–1
સબદિ રતે પૂરે બૈરાગી.
અઉહઠિ હસત મહિ ભીખિયા જાચી એક ભાઈ લિવ લાગી–1
બ્રહમણ વાદુ પડહિ કરિ કિરિઆ કરણી કરમ કરાએ.
બિનુ બૂઝે કિછુ સૂઝૈ નાહી મનમુખુ વિછુડિ દુખુ પાએ–2
સબદિ મિલે સે સૂચાચારી સાચી દરગહ માને;
અનદિનુ નામિ રતનિ લિવ લાગે જુગિ જુગિ સાચિ સમાને–3
સગલે કરમ ધરમ સુચિ સંજમ જપ તપ તીરથ સબદિ વસે,
નાનક સતિગુર મિલૈ મિલાઇઆ દૂખ પરાછત કાલ નસે–4–16

પરભાતી

: 98 :

હું મારા ગુરુને પૂછું છું, અને ગુરુને પૂછીને કામ કરું છું.
શબ્દ દ્વારા તેના કીર્તન ગાઉં, જો મનમાં તે વસે તો અહંકારનું દુ:ખ જલી જાય.
સહજની સાથે મેળાપ થાય, સત્ય દ્વારા સત્યની સાથે એકાકાર થઈ જાઉં.
શબ્દમાં જે રમખાણ તે પવિત્ર છે, કામ, ક્રોધ, અહંકારનો ત્યાગ કરીને
તેઓ સર્વદા નામમય બની ગુણ ગાય છે, અને હરિને હૈયામાં રાખે છે.
તેને મનમાંથી કેમ વિસારીએ, જે સર્વ જીવોના આધાર છે?
શબ્દ દ્વારા જેમણે અહંને માર્યો તે સાચી રીતે મરી ગયા, તેમને બીજી વાર મરવાનું ન રહ્યું
શબ્દ દ્વારા જ પ્રભુની પ્રાપ્તિ થાય છે, હરિનામ પ્યારું લાગે છે.
શબ્દ વિના સારું યે જગત ભૂલ્યું ભટકે છે, વારંવાર મરે છે ને જન્મે છે.
સહુ પોતાનાં વખાણ કર્યા કરે છે, અને પોતાને સૌથી મોટો માને છે.
ગુરુ વિના આત્માની ઓળખ થતી નથી, કહેવા-સુણવાથી શું વળે?
નાનક કહે છે કે શબ્દ દ્વારા પિછાણ થાય છે, પછી કોઈ અહંકાર કરતું નથી.

(58)

: 99 :

રાવલિયા જોગી બાર પંથમાં ખુવાર થાય છે, સંન્યાસીઓ દશનામી સંપ્રદાયોમાં.
જોગી, કાપડી, ગુડિયા સહુના ગળામાં શબ્દ વિના ફાંસી છે કાળની.
જે શબ્દમાં તલ્લીન છે તે પૂરા વૈરાગી છે.
આ સાડાત્રણ હાથની કાયામાં જ શોધ કરી, એકની સાથે લગની લગાડી,
બ્રાહ્મણ વાદવિવાદમાં પારંગત થાય છે, ક્રિયાકાંડ કરે છે ને કરાવે છે,
પણ સત્ય સમજ્યા વિના કાંઈ સૂઝ પડતી નથી, મનમુખ સત્યથી દૂર રહે છે ને દુ:ખ પામે છે.
જેનું મિલન શબ્દ સાથે થયું તેનો જ આચાર શુદ્ધ, સત્યને આંગણે તેમનો સ્વીકાર થાય છે.
રાતદિવસ જે નામરત્નમાં મગ્ન, તેઓ યુગ યુગ સુધી સત્યમાં લીન રહે છે.
સઘળાં કર્મ, ધર્મ, પવિત્રતા, સંયમ, જપ, તપ, તીરથ શબ્દમાં આવી વસ્યાં છે,
નાનક કહે છે કે સતગુરુ મળતાં પ્રભુ મળે છે, અને દ:ખ, પ્રાયશ્ચિત્ત ને કાળ નાશ પામે છે.

(332)

: 100 :

વણજુ કરહુ વણજારિહો વખરુ લેહુ સમાલિ,
તૈસી વસતુ વિસાહીઐ જૈસી નિબહૈ નાલિ.
અગૈ સાહુ સુજાણુ હૈ તૈસી વસતુ સમાલિ–1
ભાઈ રે રામુ કહહુ ચિત લાઈ.
હરિજસુ વખરુ લૈ ચલહુ સહુ દેખે પતીઆઈ–1–રહાઉ-
જિના રાસિ ન સચુ હૈ કિઉ તિના સુખુ હોઈ,
ખોટૈ વણંજિઐ મનુ તનુ ખોટા હોઈ,
ફાહી ફાથે મિરગ જિઉ દૂખુ ઘણો નિત રોઈ.–2
ખોટે પોતૈ ન પવહિ તિન હરિગુર દરસુ ન હોઈ,
ખોટે જાતિ ન પતિ હૈ ખોટિ ન સીઝસિ કોઈ,
ખોટે ખોટુ કમાવણા આઈ ગઈઆ પતિ ખોઈ.–3
નાનક મનુ સમઝાઈઐ ગુર કૈ સબદિ સાલાહ,
રામનામ રંગિ રતિઆ ભારુ ન ભરખુ તિનાહ,
હરિ જપિ લાહા અગલા નિરભઉ હરિ મન માહ. – 4

સિરી રાગુ

: 101 :

તૂ સુલતાનુ કહા હઉ મીઆ તેરી કવન વડાઈ,
જા તૂ દેહિ સુ કહા સુઆમી મૈં મૂરખ કહણુ ન જાઈ–1
તેરે ગુણ ગાવા દેહિ બુઝાઈ.
જૈસે સચ મહિ રહઉ રજાઈ–1–રહાઉ –
જો કિછુ હોઆ સભુ કિછુ તુઝ તે તેરી સભ અસનાઈ,
તેરા અંતુ ન જાણા મેરે સાહિબ મૈં અંધુલે કિઆ ચતુરાઈ–2
કિઆ હઉ કથી કથે કથિ દેખા મૈં અકથુ ન કથના જાઈ,
જો તુધુ ભાવૈ સોઈ આખા તિલુ તેરી વડિઆઈ–3
એતે કૂકર હઉ બેગાના ભઉકા ઈસુ તન તાઈ,
ભગતિ હીણુ નાનકુ જે હોઈગા તા ખસમૈ નાઉ ન જાઈ–4–1

બિલાવલુ

: 100 :

હે વણઝારાઓ, સાવધાનીથી વેપાર કરો, ને વકરો સંભાળી લો,
એવી વસ્તુની ખરીદી કરો, જે તમને સાથ આપે.
આગળ સુજાણ શેઠ બેઠો છે, તમારી વસ્તુને ચકાસીને તે લેશે.
હે ભાઈ, ચિત્ત એકાગ્ર કરીને રામનામ લો,
હરિના ગુણકીર્તનની કમાણી કરી આગળ વધો, સહુ કોઈને તમારી પ્રાપ્તિની પ્રતીતિ થઈ જાય.
જેમની પાસે સત્યની પૂંજી નથી, તેમને કેવી રીતે સુખ થશે?
ખોટા વેપાર કરવાથી, તન-મન ખોટાં થઈ જાય છે.
ફાંસલામાં ફસાયેલા મૃગની જેમ તેઓ ઘણું દુ:ખ ભોગવે છે, રોજ રુદન કરે છે.
ખોટા સિક્કા ખજાનામાં દાખલ થઈ શકતા નથી, તેમને હરિ-ગુરુનાં દર્શન થતાં નથી.
ખોટાને નથી કોઈ જાત, નથી કાંઈ માન, ખોટી કમાણીથી કોઈ સફળ થયું નથી.
ખોટા તો માત્ર કમાય છે ખોટ, પોતાની પત ખોઈને આવે જાય છે.
નાનક કહે છે કે મનને સમજાવો, અને પ્રભુનાં ગુણગાન કરો.
રામનામના રંગમાં જે રંગાઈ ગયા, તેમના પર નથી કોઈ ભાર, તેમને નથી કોઈ ભ્રમ.
હરિ જપવાથી લાભ જ લાભ છે, હરિને મનમાં વસાવી નિર્ભય થઈ જાઓ.

(22-23)

: 101 :

તું સુલતાન છે, તને મિયાં કહું તો એમાં તારી મોટપ શું?
તું જે કહેવડાવે છે તે હું કહું છું, હું છું મૂર્ખ, મારાથી કાંઈ કહી શકાતું નથી.
તારા ગુણ કેવી રીતે ગાવાં તે મને સમજાવ,
કે જેથી, તારી ઇચ્છા મુજબ હું સત્યમાં સ્થિર રહી શકું.
જે કાંઈ થયું છે તે તારા થકી જ થયું છે, સર્વ મહિમા તારો જ છે.
મારા માલિક, તારો પાર હું પામી નથી શકતો, હું તો અંધ, મારામાં વળી કઈ ચતુરાઈ?
હું શું કહું? કથી કથીને એટલું જોયું છે કે તું અકથ્ય છે, મારાથી તારું કથન થઈ નહીં શકે.
તને જે ગમે તે હું કહું છું, તારો મહિમા માત્ર તલભર વર્ણવી શકીશ.
અહીં કૂતરા ઘણા છે, તેમાં હું પરાયો છું, પેટને ખાતર ભસું છું,
નાનક કહે છે કે હું ભકિતહીન રહીશ તો તેમાં માલિકની મોટાઈ કાંઈ નહીં ઘટે.

(795)

## સત્સંગ, સાધુ, સંત, ગુરુમુખ

: 102 :

ઉત્તમ સંગીત ઉત્તમુ હોવૈ, ગુણ કઉ ધાવૈ અવગણ ધોવૈ,
બિનુ ગુર સેવે સહજુ ન હોવૈ–7

આસા, અસટપદીઆ

: 103 :

કલર કેરી છપડી કઊઆ મલિ મલિ નાઈ,
મનુ તનુ મૈલા અવગુણી ચિંજુ ભરી ગંધીઆઈ.
સરવરુ હંસિ ન જાણિઆ કાગ કુપંખી સંગિ,
સાકત સિઉ ઐસી પ્રીતિ હૈ બૂઝહુ ગિઆનિ રંગિ.
સંત સભા જૈકારુ કરિ ગુરુમુખિ કરમ કમાઉ,
નિરમલુ નાવણુ નાનકા ગુરુ તીરથુ દરીઆઉ–10

સલોક વારાં તે વધીક

: 104 :

બોલહિ સાચુ મિથિઆ નહીં રાઈ, ચાલહિ ગુરમુખિ હુકમિ રજાઈ,
રહહિ અતીત સચે સરણાઈ—1
સચ ઘરિ બૈસૈ કાલુ ન જોહૈ, મનમુખ કઉ આવત જાવત દુખુ મોહૈ–1–રહાઉ–
અપિઉ પીઅઉ અકથુ કથિ રહીઐ, નિજઘરિ બૈસિ સહજ ઘરુ લહીઐ,
હરિ રસિ માતે ઇહુ સુખુ કહીઐ—2
ગુરુમતિ ચાલ નિહચલુ નહીં ડોલૈ, ગુરમતિ સાચિ સહજિ હરિ બોલૈ,
પીવૈ અંમૃતુ તતુ વિરાલૈ—3
સતિગુરુ દેખિઆ દીખિઆ લીની, મનુ તનુ અરપિઓ અંતરગતિ કીની,
ગતિ મિતિ પાઈ આતમુ ચીની—4
ભોજનુ નામુ નિરંજન સારુ, પરમ હંસુ સચુ જોતિ અપારુ,
જહ દેખઉ તહ એકંકારુ—5
રહૈ નિરાલમુ એકા સચુ કરણી, પરમ પદુ પાઇઆ સેવા ગુર ચરણી,
મન તે મનુ માનિઆ ચૂકી અહં ભ્રમણી—6
ઇન વિધિ કઉણુ કઉણુ નહીં તારિઆ, હરિ જસિ સંત ભગત નિસતારિઆ,
પ્રભ પાએ હમ અવરુ ન ભારિઆ—7

: 102 :

ઉત્તમની સંગતથી માણસ ઉત્તમ બને છે, ગુણો માટે મથે છે, અવગુણ ધોઈ નાખે છે.
ગુરુની સેવા વિના સહજ નથી થવાતું.

(414)

: 103 :

(કુસંગનરૂપી) ઊખર ધરતીના તળાવડામાં (મનમુખરૂપી) કાગડો ઘસી ભૂંસીને સ્નાન કરે છે,
અવગુણોને લીધે તેનું મન મેલું, તન મેલું, મળથી ભરેલી ચાંચમાંથી દુર્ગંધ આવે છે,
કાગડા જેવા કુપંખીની સંગતથી (ગુરુમુખરૂપી) હંસને (સત્સંગરૂપી) માન સરોવરનો પરિચય ન થયો.
હે જ્ઞાની, બરાબર જાણી લો કે પાપીઓ સાથેની પ્રીતનું આ ફળ છે.
સંતસભાનો જયજયકાર કહો, ગુરુમુખ પ્રમાણે કર્મ કરો,
નાનક કહે છે કે ગુરુ તીર્થનદી છે, નિર્મલ સ્નાન છે.

(1411)

: 104 :

સંતો સાચું બોલે છે, રતિભાર પણ જૂઠું નહીં, ગુરુમુખ પરમાત્માની ઇચ્છા પ્રમાણે વરતે છે,
સત્યની શરણમાં તે માયાથી પર રહે છે.
સત્યના ઘરમાં બેસતાં કાળનું કાંઈ ચાલતું નથી, મનમુખ આવે જાય છે, દુ:ખ ભોગવે છે,
નામજપના અમૃતનું પાન કરી, વર્ણનાતીતનું વર્ણન કરીએ, પોતાના ઘરમાં બેસી સહજનું ઘર પામીએ,
હરિરસમાં મસ્ત બની એ સુખને વખાણીએ.
ગુરુમતિનું વર્તન છે નિશ્ચલ, અડોલ, ગુરુમતિ સત્યમાં રહી સહજપણે હરિનામ લે છે,
તત્ત્વનું મંથન કરી તે અમૃત પીએ છે.
સતગુરુનાં દર્શન કર્યાં. દીક્ષા લીધી, તનમન અર્પણ કર્યાં, અંતર્ગતિ પ્રાપ્ત કરી,
પોતાને ઓળખી ગતિ-મતિ મેળવી લીધી.
નિરંકારનું નામ એ શ્રેષ્ઠ ભોજન, એ પરમ હંસ, એનું તેજ અપરંપાર,
જ્યાં જોઉં છું ત્યાં તે એકાકાર છે.
તેઓ આળસ વિના સત્કર્મમાં જ મગ્ન રહે છે, જેમણે ગુરુચરણોની સેવાથી પરમપદ મેળવ્યું છે,
તેમનું મન અંદરથી જ ઉપરામ પામ્યું, અહંકાર ને ભ્રમણા છૂટી ગયાં.
આ પ્રમાણે કોણ કોણ પાર નથી ઊતર્યા હરિના યશે અનેક સંતો ને ભકતોનો ઉદ્ધાર કર્યો છે.
પ્રભુ મળી ગયા, પછી મારે બીજી ખોજ કરવાની ન રહી.

સાચ મહલિ ગુરિ અલખુ લખાઈઆ, નિહચલ મહલું નહીં છાઈઆ માઈઆ
સાચિ સંતોખે ભરમુ ચુકાઈઆ – 8
જિન કૈ મનિ બસિઆ સચુ સોઈ, તિન કી સંગતિ ગુરમુખિ હોઈ,
નાનક સાચિ નામિ મલુ ખોઈ – 9-15.

ગઉડી અસટપદીઆ

: 105 :
ગુરમુખિ સાચે કા ભઉ પાવૈ, ગુરમુખિ વાણી અઘડુ ઘડાવૈ
ગુરમુખિ નિરમલ હરિ ગુણ ગાવૈ, ગુરમુખિ પવિત્રુ પરમ પદુ પાવૈ.
ગુરમુખિ રોમિ રોમિ હરિ ધિઆવૈ, નાનક ગુરમુખિ સાચિ સમાવૈ – 27
ગુરમુખિ ધરતી સાચે સાજી, તિસ મહિ ઓપતિ ખપતિ સુ બાજી,
ગુર કૈ સબદિ રપૈ રંગુ લાઈ, સાચિ રતઉ પતિ સિઉ ઘરિ જાઈ,
સાચ સબદ બિનુ પતિ નહીં પાવૈ, નાનક બિનુ નાવૈ કિઉ સાચિ સમાવૈ – 30

રામકલી સિધગોસટિ

: 106 :
ગુરમુખિ નામુ દાનુ ઈસનાનું, ગુરમુખિ લાગૈ સહજિ ધિઆનુ,
ગુરમુખિ પાવૈ દરગહ માનુ, ગુરમુખિ ભઉ ભંજનુ પરધાનુ,
ગુરમુખિ કરણી કાર કરાએ, નાનક ગુરમુખિ મેલિ મિલાએ – 36
ગુરમુખિ સાસત્ર સિમૃતિ બેદ, ગુરમુખિ પાવૈ ઘટ ઘટિ ભેદ,
ગુરમુખિ વૈર વિરોધ ગવાવૈ, ગુરમુખિ સગલી ગણત મિટાવૈ
ગુરમુખિ રામ નામ રંગિ રાતા, નાનક ગુરમુખિ ખસમુ પછાતા – 37

રામકલી સિધગોસટિ

: 107 :
ગુરમુખિ અસટસિધી સભિ બુધી, ગુરમુખિ ભવજલુ તરીઐ સચ સુધી.
ગુરમુખિ સર અપસર બિધિ જાણૈ, ગુરમુખિ પરવિરતિ નરવિરતિ પછાણૈ,
ગુરમુખિ તારે પારિ ઉતારે, નાનક ગુરમુખિ સબદિ નિસતારે.

રામકલી સિધગોસટિ

સત્યના મહેલમાં ગુરુએ અલખનાં દર્શન કરાવ્યા, તે મહેલ સ્થિર છે, ત્યાં છાયા-માયા નથી.
સત્ય દ્વારા સંતોષ થયો, ભ્રમ ભાંગી ગયો.
જેના મનમાં આ સત્ય વસ્યું છે, તેના સત્સંગથી માણસ ગુરુમુખ થાય છે.
નાનક કહે છે કે સત્ય નામથી મેલ દૂર થાય છે.

(227-228)

: 105 :

ગુરુમુખ સત્યનો ભય રાખે છે. ગુરુમુખ વાણીથી અણઘડને પણ ઘાટ આપે છે.
ગુરુમુખ નિર્મલ હરિના ગુણ ગાય છે, ગુરુમુખ પવિત્ર પરમ પદને પામે છે.
ગુરુમુખ રોમે રોમે હરિનું ધ્યાન ધરે છે, નાનક કહે છે કે ગુરુમુખ સત્યમાં સમાઈ જાય છે.
ગુરુમુખને માટે પરમાત્માએ સૃષ્ટિ સરજી છે, તેમાં ઉત્પત્તિ અને નાશની તેની લીલા ચાલે છે.
ગુરુના શબ્દમાં જે પ્રેમથી રંગાઈ જાય છે, તે સત્યમાં લીન વ્યકિત માન સહિત ઘેર જાય છે.
સત્ય-શબ્દ વિના સંમાન નથી મળતું, નાનક કહે છે કે નામ વિના કોઈ સત્યમાં કેવી રીતે સમાઈ શકે?

(105)

: 106 :

ગુરુમુખનાં લક્ષણ છે: નામ, દાન, સ્નાન, ગુરુમુખનું ધ્યાન સહજમાં લાગ્યું હોય છે.
ગુરુમુખને પ્રભુના દરબારમાં માન મળે છે, ગુરુમુખ છે ભયનો નાશ કરનાર મુખ્ય પુરુષ.
ગુરુમુખ કરવા યોગ્ય કાર્ય કરાવે છે, નાનક કહે છે કે ગુરુમુખ પ્રભુનો મેળાપ કરાવે છે.
ગુરુમુખનાં વચનોમાં છે શાસ્ત્ર, સ્મૃતિ, વેદ, ગુરુમુખ પામી જાય છે ઘટ ઘટ વાસીનો ભેદ.
ગુરુમુખને વેર-વિરોધ રહેતાં નથી, ગુરુમુખ સઘળી ગણતરી મિટાવી દે છે.
ગુરુમુખ રામનામમાં મદમસ્ત રહે છે, નાનક કહે છે કે ગુરુમુખ માલિકને પિછાણે છે.

(942)

: 107 :

ગુરુમુખને વરે છે અષ્ટ સિદ્ધિ, સર્વોત્તમ બુદ્ધિ, ગુરુમુખ સત્યની સહાયથી ભવ તરી જાય છે.
ગુરુમુખ કાર્યની રીતિ ને અવસર જાણે છે, ગુરુમુખ પ્રવૃત્તિ-નિવૃત્તિને પિછાણે છે.
ગુરુમુખ ભવસાગરની પાર ઉતારે છે, નાનક કહે છે કે ગુરુમુખ શબ્દ દ્વારા ઉદ્ધાર કરે છે.

(941)

: 108 :

જપુ તપુ સંજમુ સાધીઐ તીરથિ કીચૈ વાસુ,
પુન દાન ચંગિઆઈઆ બિનુ સાચે કિઆ તાસુ,
જેહા રાધે તેહા લુણૈ બિનુ ગુણ જનમુ વિણાસુ – 1
મુંધે ગુણ દાસી સુખુ હોઈ, અવગણ તિઆગિ સમાઈઐ ગુરમતિ પૂરા સોઈ–1– રહાઉ –
વિણુ રાસી વાપરીઆ તકે કુંડા ચારિ, મૂલુ ન બુઝૈ આપણા વસતુ રહી ઘરબારિ,
વિણુ વખર દુખુ અગલા કૂડિ મુઠિ કૂડિઆરિ – 2

સિરી રાગુ અસટપદીઆ

: 109 :

સિદકુ સબૂરી સાદિકા સબરુ તોસા મલાઈકાં,
દીદારુ પૂરે પાઈસા થાઉ નાહી ખાઈકા – 2

વાર સિરી રાગુ, પઉડી–2, સલોક 2

: 110 :

ગલી અસી ચંગીઆ આચારી બુરીઆહ,
મનહુ કુસુધા કાલીઆ બાહરિ ચિટવી આહ.
રીસા કરહિ તિનડીઆ જો સેવહિ દરુ ખડીઆહ,
નાલિ ખસમૈ રતીઆ માણહિ સુખિ રલીઆહ.
હોદૈ તાણિ નિતાણીઆ રહહિ નિમાનણીઆહ,
નાનક જનમુ સકારથા જે તિન કૈ સંગિ મિલાહ – 2

વાર સિરી રાગુ, પઉડી–7, સલોક 2

ગુણા કા હોવૈ વાસુલા કઢિ વાસુ લઈજૈ,
જે ગુણ હોવનિ સાજના મિલિ સાઝ કરીજૈ.
સાઝ કરીજૈ ગુણહ કેરી છોડિ અવગણ ચલીઐ,
પહિરે પટંબર કરિ અડંબર આપણા પિડુ મલીઐ.
જિથૈ જાઈ બહીઐ ભલા કહીઐ ઝોલિ અંમ્રિતુ પીજૈ,
ગુણા કા હોવૈ વાસુલા કઢિ વાસુ લઈજૈ – 3 – 1 – 4

સૂહી છન્ત

: 108 :
કોઈ જપ, તપ, સંયમની સાધના કરીએ, તીર્થમાં જઈને રહીએ,
દાન, પુણ્ય, સારાં કાર્યો કરીએ, પણ સત્યથી વેગળાં રહીએ તો તેનો શો અર્થ?
જેવું વાવશો તેવું લણશો, ગુણ વિના જન્મ એળે જાય છે.
હે જિજ્ઞાસુરૂપી સ્ત્રી, ગુણ ધારણ કરવાથી જ સુખ મળે છે, અવગુણ છોડી ગુરુમતિમાં સમાય તે પૂરા.
મૂળગાં નાણાં વિના વેપારી ચારે દિશામાં ઘૂમ્યો, પોતાના ઘરમાં જ છે તે મૂળ વસ્તુને જાણી નહીં.
કમાણી વિના આગળ દુઃખ ઘણું છે, કૂડા નરને કૂડકપટે જ છેતરી લીધો.

(56)

: 109 :
સાચા પ્રેમીઓનું ધન છે ન્યોચ્છાવરી ને સબૂરી, ફિસ્તાઓનું ધન છે ધીરજ,
તેઓ પૂરા પ્રભુનાં દર્શન કરી શકશે, અધીરિયા માટે ત્યાં સ્થાન નથી.

(83)

: 110 :
વાતો કરતાં આપણને સારી આવડે છે, પણ આચરણ છે આપણાં ખરાબ.
મનથી તો છીએ કૂબડા ને કાળા, પણ શરીરથી ગોરા દેખાઈએ છીએ,
અને આપણે સરખામણી એની સાથે કરીએ છીએ, જે માલિકને બારણે ખડે પગે સેવા કરે છે.
સ્વામીના સ્નેહમાં તરબોળ બની તે સુખ માણે છે, રંગે રમે છે,
પોતે તરી ગયા હોવા છતાં તેને તરી ગયાની નથી પડી, રહે છે કોઈ જાતની માન-મોટપ વિના,
નાનક કહે છે કે તેમનું જીવન સફળ છે, જે આવાં પ્રભુ-પ્રેમીની સાથે રહે છે.

(85)

: 111 :
ગુણોની પેટી આપણી પાસે હોય તો તેને ખોલીને સુગંધ લઈએ
સાજણમાં ગુણ હોય તો તેને મળીને ગુણોને મેળવી લઈએ.
ગુણોની જ છે મેળવણી, અવગુણ છોડીને આગળ વધીએ.
રેશમી વસ્ત્ર પહેરી, સાજ સજી, પોતાની જગ્યાએ રહીએ અડોલ.
જ્યાં જઈએ ત્યાં સારાં વેણ ઉચ્ચારીએ, ઉપરની શેવાળ હટાવી અમૃત પીએ,
ગુણોની પેટી આપણી પાસે હોય તો તેને ખોલીને સુગંધ લઈએ.

: 112 :

ગુરુ સાગરો રતનાગરુ તિતુ રતન ઘણેરે રામ,
કરિ મજનો સપત સરે મન નિરમલ મેરે રામ.
નિરમલ જલિ નાએ જા પ્રભ ભાએ પંચ મિલે બીચારે,
કામુ કરોધુ કપટુ બિખિઆ તજિ સચુ નામુ ઉરિ ધારે.
હઉમૈ લોભ લહરિ લબ થાકે પાએ દીન દઈઆલા,
નાનક ગુર સમાનિ તીરથુ નહીં કોઈ સાચે ગુરુ ગોપાલા – 3

આસ છન્ત

: 113 :

અવગુણ છોડિ ગુણા કઉ ધાવહુ કરિ અવગુણ પછુતાહી જીઉ – 1
સર અપસર કી સાર ન જાણહિ ફિરિ ફિરિ કીચ બુડાહી જીઉ. – 2 – 22
અંતરિ મૈલુ લોભ બહુ ઝૂઠે બાહરિ નાવહુ કાહી જીઉ,
નિરમલ નામુ જપહુ સદ ગુરમુખિ અંતર કી ગતિ તાહી જીઉ. – 3
પરહરિ લોભુ નિન્દા કૂડુ તિઆગહુ સચુ ગુરબચની ફલુ પાહી જીઉ,
જિઉ ભાવૈ તિઉ રાખહુ હરિ જીઉ જન નાનક સબદિ સલાહી જીઉ. – 4 – 9

સોરઠિ

[સિંહલદ્વીપમાં રાજા શિવનાભ ગુરુ નાનકનાં દર્શન કરવા માટે ઉત્સુક હતા. તેમને મનમાં થયું કે ગુરુ નાનકને હું કેવી રીતે ઓળખી શકીશ? તેમણે એક યુક્તિ રચી. નગરમાં જે કોઈ સાધુ દાખલ થાય તેને લોભાવવા માટે તે સુંદર નર્તકીઓને મોકલતા. રાજાને ખાતરી હતી કે ગુરુ નાનક આવા પ્રલોભનમાં નહીં ફસાય. નીચેની રચના ગુરુજીએ એ સુંદર નર્તકીઓને સંબોધીને કહી છે.]

: 114 :

ગાછહુ પુત્રી રાજકુઆરિ, નામુ ભણહુ સચુ દોતુ સવારિ,
પ્રિઉ સેવહુ પ્રભ પ્રેમ અધારિ, ગુર સબદી બિખુ તિઆસ નિવારિ. – 7
મોહનિ મોહિ લીઆ મનુ મોહિ, ગુર કૈ સબદિ પછાના તોહિ
નાનક ઠાઢે ચાહહિ પ્રભુ દુઆરિ, તેરે નામિ સંતોખે કિરપા ધારિ. – 8 – 1

બસન્ત અસટપદીઆ

: 112 .

ગુરૂ તો છે રતનાકર સાગર, તેમાં ઘણાં રત્નો છે.
ગુરૂ છે સપ્ત સરોવર, હે મન, તેમાં સ્નાન કરી નિર્મલ થઈ જા.
પ્રભુની કૃપા હોય તો જીવ નિર્મલ જળમાં નહાઈ, દેહમાં રહેલાં પાંચ તત્ત્વોનો વિચાર કરે.
કામ, ક્રોધ, કપટ, વિષય-વાસનાને તજી, સાચા નામને હૃદયમાં ધારણ કરે.
અહીં લોભ-લાલચની લહેર મટી ગઈ, દીનદયાલુ પ્રભુની પ્રાપ્તિ થઈ.
નાનક કહે છે કે ગુરુ સમાન કોઈ તીર્થ નથી, ગુરૂ સાક્ષાત ગોપાલ છે.

(437)

: 113 :

અવગુણ છોડીને ગુણો ભણી આગળ વધો, અવગુણ આચર્યા પછી પસ્તાવું પડશે.
જેને ઉચિત અનુચિતનો ખ્યાલ નથી તે ફરી ફરીને કીચડમાં ડૂબે છે.
અંદર ભર્યો છે મેલ, લોભ અને જૂઠ, બહાર નહાવા-ધોવાથી શો લાભ?
ગુરુના શબ્દ દ્વારા સદા નિર્મલ નામ જપો, ત્યારે અંતરની ગતિની ખબર પડશે.
પરહરો લોભ ને નિન્દા, તજી દો કૂડ-કપટ, ગુરુનાં વચનો દ્વારા સત્યનું ફળ મળશે.
હે હરિ, તને ગમે તે રીતે રાખ, નાનક કહે છે કે તારો દાસ તો તારાં ગુણગાન ગાતો રહેશે.

(598)

: 114 :

હે પુત્રી, હે રાજકુમારી, જાઓ, નામ જપો અને સત્યનો શૃંગાર કરો,
પ્રભુ-પ્રેમનો આશ્રય ગ્રહણ કરી પ્રિયની સેવા કરો, ગુરુના શબ્દો દ્વારા વિષય-વાસનાનો ત્યાગ કરો.
મારું મન તો મોહને પહેલેથી મોહી લીધું છે, ગુરુના શબ્દો વડે હું તને ઓળખી ગયો.
નાનક તો પ્રભુને બારણે ઊભો રહી એટલું જ માગે છે, કૃપા કર. કે તારા નામમાં સંતોષ મળે.

(1187)

# દીનતા

નીચા અંદરિ નીચ જાતિ નીચી હૂ અતિ નીચુ,
નાનકુ તિન કૈ સંગિ સાથિ વડિઆ સિઉ કિઆ રીસ,
જિથૈ નીચ સમાલિઅનિ તિથૈ નદરિ તેરી બખસીસ.[1]
સિરી રાગુ

[1] જે નીચમાં નીચ જાતિ, ને નીચથી પણ અતિ નીચ,
નાનક તેમની સંગે છે, સાથે છે, ઉચ્ચ જાતથી શી લેવાદેવા ?
જ્યાં નીચની સંભાળ લેવાય છે, ત્યાં તારી કૃપા વરસે છે.

: 115 :

હઉ ઢાઢી વેકારુ કારે લાઈઆ, રાતિ દિહૈ કૈ બાર ધુરહુ ફુરમાઈઆ.
ઢાઢી સચૈ મહલિ ખસમિ બુલાઈઆ, સચી સિફ્તિ સાલાહ કપડા પાઈઆ,
સચા અમૃત નામુ ભોજનુ આઈઆ,ગુરમતી ખાયારજિ તિનિ સુખુ પાઈઆ.
ઢાઢી કરે પસાઉ સબદુ વજાઈઆ, નાનક સચુ સાલાહિ પૂરા પાઈઆ – 27

વાર માઝ, પઉડી–27

: 116 :

સિમલ રુખુ સરાઈરા અતિ દીરઘ અતિ ઉચુ,
ઓઈ જિ આવહિ આસ કરિ જાહિ નિરાસે કિતુ.
ફ્લ ફિકે ફૂલ બકબકે કમિ ન આવહિ પત,
મિઠતુ નીવી નાનકા ગુણ ચંગિઆઈઆ તતુ.
સભુ કો નિવૈ આપ કઉ પરકઉ નિવૈ ન કોઈ,
ધરિ તારાજુ તોલીઐ નિવૈ સુ ગઉરા હોઈ.
અપરાધી દૂણા નિવૈ જો હંતા મિરગાહિ,
સીસિ નિવાઈઐ કિઆ થીઐ જા રિદૈ કુસુધે જાહિ–1

વાર આસા, પઉડી–14, સલોક-1

: 117 :

ના જાણા મૂરખુ હૈ કોઈ ના જાણા સિઆણા,
સદા સાહિબ કૈ રંગે રાતા અનદિનુ નામુ વખાણા – 1
બાબા મૂરખુ હા નાવૈ બલિ જાઉ,
તૂ કરતા, તૂ દાતા બીના તેરૈ નામિ તરાઉ – 1 – રહાઉ
મૂરખુ સિઆણા એકુ હૈ એક જોતિ દુઇ નાઉ,
મૂરખા સિરિ મૂરખુ હૈ જિ મંને નાહી નાઉ – 2

મારૂ અસટપદીઆ

: 115 :

હું તો છું એક ઢાઢી–બેકાર ગાયક, પ્રભુએ મને કામે લગાડયો. તેના દરબારમાંથી ફરમાન આવ્યું કે રાતદિવસ મારો યશ ગાયા કર.

માલિકે ઢાઢીને સાચા મહેલમાં બોલાવ્યો, સાચાં ગુણગાનની મને શાલ ઓઢાડી.

સાચા અમૃત નામનું ભોજન મળ્યું, જેણે ગુરુમતિ દ્વારા ખાધું તે તૃપ્ત થયા, તેમને સુખ મળ્યું.

ઢાઢી પર તેનીકૃપા થઈ ને શબ્દ રણકી ઊઠયા, નાનક કહે છે કે સાચા કીર્તનથી મને પૂરા પ્રભુ મળ્યા.

(150)

: 116 :

શીમળાનું ઝાડ હોય છે એકદમ સીધું, ઘણું ઊંચું ઘટાદાર,
જે પક્ષી તેના પર આશાભર્યું આવે છે, તે નિરાશ થઈ કયાં જાય ?
ફળ એનાં ફીકાં, ફૂલ સુગંધ વિહોણાં, પાંદડાં કશા કામમાં ન આવે,
નાનક કહે છે કે મીઠી વાણી ને નમ્રતા સર્વ સદગુણોનો સાર છે.
સહુ કોઈ પોતાને નમે છે, આપ વખાણે છે, પણ બીજાને કોઈ નમતું નથી.
ત્રાજવું લઈને તોળી જુઓ, જે નમે છે તેનું જ પલ્લું વજનદાર થાય છે.
હરણને મારતા શિકારીની જેમ ગુનાખોર બમણો નમે છે,
પણ જ્યાં હૃદય મેલું છે ત્યાં માથું નમાવવાથી શું થાય ?

(470)

: 117 :

મને ખબર નથી કે કોણ મૂરખ ને કોણ ડાહ્યો.
હું તો સદાય પ્રભુના રંગમાં રંગાઈ, હરરોજ તેનું નામ વખાણું છું.
બાબા, ભલે હું મૂરખ રહ્યો, તેના નામ પર વારી જાઉં છું,
તું કર્તા, તું સમજદાર, તું નજરવાળો, તારા નામથી હું તરી જઈશ,
મૂરખ કે ડાહ્યો–બંને એક છે, એક જ્યોતિના એ બંને નામ છે,
જે નામને માનતો નથી તે મૂરખનો સરદાર છે.

(1015)

# લોકસેવા

સચુ કરણી અભ અંતરિ સેવા,
મનુ તૃપતાસિઆ અલખ અભેવા.[1]
ગઉડી અસટપદીઆ

[1]સાચી કરણી, અંતરમાં સેવાભાવ,
અલખ, અભેદની પ્રાપ્તિ થાય છે,
મન પરમ સંતોષ પામે છે.

: 118 :
સેવ કીતી સંતોખીઈ જિન્હી સચો સચુ ધિઆઇઆ,
ઓન્હી મંદ પૈરુ ન રખિઓ કરિ સુકૃતુ ધરમુ કમાઇઆ.
ઓન્હી દુનિયા તાડે બાંધના અંનુ પાણી થોડા ખાઇઆ.
તૂં બખસીસી અગલા નિત દેવહિ ચડહિ સબાઇઆ.
વડિઆઈ વડા પાઇઆ – 7

વાર આસા, પઉડી - 7

: 119 :
સેવા સુરતિ રહસિ ગુણ ગાવા ગુરમુખિ ગિઆનુ બીચારા,
ખોજી ઉપજૈ બાદી વિનસૈ હઉ બલિ બલિ ગુર કરતારા.
હમ નીચ હોતે હીણ મતિ ઝૂઠે તૂ સબદિ સવારણહારા,
આતમ ચીનિ તહા તૂ તારણ સચુ તારે તારણહારા – 3

મલાર

: 120 :
ઈનુ તનિ લાગૈ બાણીઆ, સુખુ હોવૈ સેવ કમાણીઆ,
સભ દુનીઆ આવણ જાણીઆ – 3
વિચિ દુનીઆ સેવ કમાઈઐ, તા દરગહ બૈસણ પાઈઐ,
કહુ નાનક બાહ લુડાઈઐ – 4 – 23

સિરી રાગુ

: 121 :
હઉમૈ ગરબુ ગવાઈ પાઈઐ વીચારુ
સાહિબ સિઉ મનુ માનિઆ દે સાચુ અધારુ – 2
અહિનિસ નામિ સંતોખીઆ સેવા સચુ સાઈ,
તા કઉ વિઘનુ ન લગા ચાલૈઈ હુકમિ રજાઈ – 3

આસા અસટ પદીઆ

: 122 :
બ્રહમા બિસનુ રિખી મુની સંકરૂ ઇંદુ તપૈ ભેખારી,
માનૈ હુકમુ સોહૈ દરિ સાચૈ આકી મરહિ અફારી.
જંગમ જોધ જતી સંનિઆસી ગુરિ પૂરે વીચારી,
બિનુ સેવા ફલુ કબહુ ન પાવસિ સેવા કરણી સારી – 2

મારૂ

: 118 :
જેના મનમાં સંતોષ છે ને જેણે પરમ સત્યનું ધ્યાન ધર્યું છે તે સેવા કરી શકે છે.
તેઓ કદી કુમાર્ગ પર પગલું ભરતા નથી, સારાં કૃત્યો કરી ધર્મનું પાલન કરે છે.
તેમણે દુનિયાના બંધનો તોડી નાખ્યાં છે, તેમનું ખાન-પાન ઓછું છે.
તું મોટો દાતાર, તું રોજ દાન કરે ને તારું દાન તો સવાયું વધતું જાય.
તારાં કીર્તનથી જ તું સમા મહેશ્વરને પામી શકાય.

(466–67)

: 119 :
સેવામાં મન પરોવી તેના ગુણ ગાવા, ગુરુ દ્વારા આ જ્ઞાન-વિચાર મળ્યો છે,
શોધવાથી જ્ઞાન વધે, વાદ-વિવાદથી નાશ પામે, ગુરુ-કિરતાર પર ઓવારી જાઉં છું.
અમે હતા નીચ, ગમાર, જૂઠા, તે શબ્દ દ્વારા અમને સુધારી દીધા.
આત્માની ઓળખ થઈ ત્યાં તું તારી દે છે, તું સાચો તારણહાર છો.

(1255)

: 120 :
આ શરીરને બાણ લાગે, સેવા કરીએ તો સુખ મળે.
સારી યે દુનિયા આવન-જાવન છે.
દુનિયામાં રહી સેવા કરીએ તો સાહેબની જગ્યામાં સ્થાન મળે.
નાનક કહે છે કે તમે હાથ હલાવતા ત્યાં પહોંચી જશો.

(25–26)

: 121 :
અહંકાર ને અભિમાનનો નાશ થાય ત્યારે વિચાર સૂઝે.
સત્યનો આધાર મળી જાય તો સાહેબ સાથે મનનો મેળ થઈ જાય છે.
રાત-દિવસ નામમાં સંતોષ રહે ત્યારે જ સાચી સેવા સમજવી.
પ્રભુની આજ્ઞા પ્રમાણે જે ચાલે છે તેમને કોઈ વિઘ્નો નડતાં નથી.

(421)

: 122 :
બ્રહ્મા, વિષ્ણુ, ઋષિ, મુનિ, શંકર, ઈન્દ્ર તપસ્યા કરતા હોવા છતાં ભિખારી છે.
જે હુકમ માને છે તે પ્રભુને દ્વારે શોભે છે, અહંકારી ને ઉદ્ધત ભટક્યા કરે છે.
પરિવ્રાજક, યોદ્ધા, જતિ, સંન્યાસી સહુને માટે પૂર્ણ ગુરુએ આ વિચાર પ્રગટ કર્યો છે.
સેવા વિના કદી ફળ નહીં મળે, સેવા જ સર્વોત્તમ કાર્ય છે.

(421)

## પ્રભુ સાથે પ્રેમ

: 123 :

જઉ તઉ પ્રેમ ખેલણ કા ચાઉ, સિરુ ધરિ તલી ગલી મેરી આઉ,
ઇતુ મારગિ પેરુ ધરીજૈ, સિરુ દીજૈ કાણિ ન કીજૈ – 20

સલોક વારાં તે વધીક

: 124 :

રે મન ઐસી હરિ સિઉ પ્રીતિ કરિ જૈસી જલ કમલેહિ.
લહરી નાલિ પછાડીઐ ભી વિગસૈ અસનેહિ,
જલ મહિ જીઅ ઉપાઇ કે બિનુ જલ મરણુ તિનેહિ – 1
મન રે કિઉ છૂટહિ બિનુ પિઆર
ગુરમુખિ અંતરિ રવિ રહિઆ બખસે ભગતિ ભંડાર – 1 – રહાઉ –
રે મન ઐસી હરિસિઉ પ્રીતિ કરિ જૈસી મછુલી નીર,
જિઉ અધિકઉ તિઉ સુખુ ઘણો મનિ તનિ સાંતિ સરીર,
બિનુ જલ ઘડી ન જીવઈ પ્રભુ જાણૈ અભ પીર – 2
રે મન ઐસી હરિ સિઉ પ્રીતિ કરિ જૈસી ચાત્રિક મેહ,
સર ભરિ થલ હરીઆવલે ઈક બૂંદ ન પવઈ કેહ,
કરમી મિલૈ સો પાઈઐ કિરતુ પઇઆ સિરિ દેહ – 3
રે મન ઐસી હરિ સિઉ પ્રીતિ કરિ, જૈસી જલ દૂધ હોઇ,
અવટાણુ આપે ખવૈ દૂધ કઉ ખપણિ ન દેઇ,
આપે મેલિ વિછુનિઆ સચિ વડિઆઈ દેઇ – 4
રે મન ઐસી હરિ સિઉ પ્રીતિ કરિ, જૈસી ચકલી સૂર,
ખિનુ પલુ નીદ ન સોવઈ જાણૈ દૂરિ હજૂરિ
મનમુખિ સોઝી ના પવૈ, ગુરમુખિ સદા હજૂરિ – 5

સિરી રાગુ અસટપદીઆ

: 125 :

નાનક ગાલી કૂડીઆ બાઝુ પરીતિ કરેઈ,
તિચરુ જાણૈ ભલા કરિ, જિચરુ લેવૈ દેઈ – 2

વાર વડહંસ, પઉડી–20 સલોક

: 123 :

તને જો પ્રેમનો દાવ ખેલવાની ઈચ્છા હોય તો હથેળીમાં માથું રાખી મારી ગલીમાં આવ.
આ માર્ગમાં પગલું ભર્યું છે તો માથું આપવામાં આનાકાની ન કરો.

(1412)

: 124 :

રે મન, કમલ જેવી જલ સાથે પ્રીતિ કરે છે, એવી તું હરિ સાથે કર.
પાણી તેને લહરોમાં પછાડે છે તો પણ તેનો પ્રેમ વધુ ખીલી ઊઠે છે.
જલમાં જ તેની ઉત્પત્તિ થઈ છે, જલ વિના એ જીવી શકે એમ નથી.
મન રે, પ્રેમ વિના તું કેવી રીતે મુક્તિ પામી શકીશ?
ગુરુકૃપાથી પ્રભુ અંતરમાં રમી રહે, ત્યારે તે ભક્તિનો ભંડાર આપે છે.
રે મન, માછલી જેવી નીર સાથે પ્રીતિ કરે છે, એવી તું હરિ સાથે કર
જેટલું પાણી વધારે એટલું પરમ સુખ તનમાં ને મનમાં, શરીરને શાતા વળી જાય.
જલ વિના માછલી ઘડીભર જીવી નથી શકતી, અંદરની પીડા એક માત્ર પ્રભુ જાણે છે.
રે મન, ચાતક જેવી મેઘ સાથે પ્રીતિ કરે છે, એવી તું હરિ સાથે કર.
સરોવર ભરાઈ જાય, મરુથલ હરિયાળાં બની જાય, પણ તેને એક બુંદ પણ નથી મળતું, શા માટે?
કૃપા થાય તો જ એ તો મળે, નહીં તો માથે લખી ભાગ્યરેખા પ્રમાણે ભોગવવું પડે.
રે મન, જલ જેવી દૂધ સાથે પ્રીતિ કરે છે, એવી તું હરિ સાથે કર.
દૂધ ઉકાળવામાં આવે તો પાણી પહેલાં ખપી જાય છે, દૂધને બળી જવા દેતું નથી.
પ્રભુ સ્વયં વિખૂટા પડેલાંને મેળવી આપે છે, સાચી મહત્તાનું પ્રદાન કરે છે.
રે મન, ચક્લી જેવી સૂર્ય સાથે પ્રીતિ કરે છે, એવી તું હરિ સાથે કર.
એક પળવાર પણ તેને નીંદર નથી આવતી, પ્રિયતમ છે પાસે ને તે સમજે છે દૂર.
મનમુખને સૂઝ નથી પડતી, ગુરુમુખને હરિ સદા હાજરાહજૂર છે.

(59–60)

: 125 :

નાનક કહે છે કે પ્રેમ વિના સઘળી વાતો પ્રપંચ છે,
પ્રભુને ત્યાં સુધી જ આપણે સારો માનીએ છીએ, જ્યાં સુધી આપણને કાંઈક મળતું હોય છે.

(594)

: 126 :

સૂહા રંગુ સુપને નિસી બિનુ તાગે ગલિ હારુ,
સચા રંગુ મજીઠ કા ગુરમુખિ બ્રહ્મ બીચારુ,
નાનક પ્રેમ મહા રસી સભિ બુરિઆઈઆ છારુ–2

વાર સૂહી, પઉડી–4 સલોક

: 127 :

મોરી રુણઝુણ લાઇઆ ભૈણે સાવણુ આઈઆ,
તેરે મુંધ કટારે જેવડા તિનિ લોભી લોભ લોભાઇઆ.
તેરે દરસન વિટહુ ખંનીએ વંયા તેરે નામ વિટહુ કુરબાણો,
જા તૂ તા મૈ માણુ કીઆ હૈ તુધુ બિનુ કેહા મેરા માણો.
ચૂડા ભંનુ પલંઘ સિઉ મુંધે સણુ બાહી સણુ બાહા,
એતે વેસ કરેદીએ મુંધે સહુ રાતો અવરાહા.
ના મનીઆરુ ન ચૂડીઆ ના સે વંગુડીઆહા,
જો સહ કંઠિ ન લગીઆ જલનુ સિ બાહડીઆહા,
સભિ સહીઆ સહુ રાવણિ ગઈઆ હઉ દાધી કૈ દરિ જાવા,
અંમાલી હઉ ખરી સુચજી તૈ સહ એકિ ન ભાવા.
માઠિ ગુંદાઈ પટીઆ ભરીએ માગ સંધુરે,
અગૈ ગઈ ન મંનીઆ મરઉ વિસૂરિ વિસૂરે,
મૈ રોવંદી સભુ જગુ રુના રુંનડે વણહુ પંખેરૂ,
ઇકુ ન રુના મેરે તન કા બિરહા જિનિ હઉ પિરહુ બિછોડી.
સુપનૈ આઇઆ ભી ગઇઆ મૈ જલુ ભરિઆ રોઇ,
આઇ ન સકા તુઝ કનિ પિઆરે ભેજિ ન સકા કોઇ.
આઉ સભાગી નીદડીએ મતુ સહુ દેખા સોઇ,
તૈ સાહિબ કી બાત જિ આખૈ કહુ નાનક કિઆ દીજૈ.
સીસુ વઢે કરિ બૈસણુ દીજૈ વિણુ સિર સેવ કરીજૈ.
કિઉ ન મરીજૈ જીઅડા ન દીજૈ જા સહુ ભઇઆ વિડાણા–3

વડહંસ

: 128 :

જાં હઉ તેરા તા સભુ કિછુ મેરા હઉ નાહી તૂ હોવહિ,
આપે સકતા આપે સુરતા સકતી જગતુ પરોવહિ.

: 126 :

રાતના સ્વપ્ના જેવો માયાનો કસુંબી રંગ, જાણે ધાગા વિનાનો ગળાનો હાર.
ગુરુમુખ દ્વારા મળેલો બ્રહ્મચિંતનનો વિચાર જ મજીઠી રંગ જેવો સાચો છે.
નાનક કહે છે કે પ્રેમ મહારસ છે, સઘળી બુરાઈને ભસ્મીભૂત કરી નાખે છે.

(786)

: 127 :

બહેન, શ્રાવણ આવ્યો, મોરલા ગહેકવા લાગ્યા,
પ્રીતમનાં નયનો તો જાણે કટારી, મારા લોભી પ્રાણને તેણે પરવશ કરી દીધા.
તારાં દર્શન પર વારી જાઉં, ટુકડે ટુકડા થઈ જાઉં, તારા નામ પર બધું ઓળઘોળ.
તું મારો છો, એનું મને માન છે, તારા વિના મારું માન કેવું?
ઓ મુગ્ધા, પલંગ સાથે પછાડીને તારી ચૂડી તોડી નાખ, ભલે તૂટી જાય ભુજા, તૂટી જાય પલંગની ઈંસ
તેં આટલા શણગાર સજ્યા, પણ તારો પ્રીતમ તો અન્યને ચાહે છે.
ન મણિહાર, ન ચૂડી, ન વાંક, શું કામ છે એનું?
જે ભુજા પ્રીતમના કંઠને વળગી નહીં તે ભલે બળીને ભડથું થઈ જાય.
સહુ સખીઓ પ્રીતમને રીઝવવા ચાલી ગઈ, હું બળીઝળી કયાં જાઉં?
સખી, હું મને બહુ ચતુર સમજતી હતી, એટલે તો પ્રીતમને જરા યે ન ગમી,
માથું ગૂંથ્યું, પાંથી પાડી, પાંથીમાં સિંદૂર પૂર્યું
તો પણ પ્રીતમના મનમાં ન વસી, ઝૂરી ઝૂરી મરું છું.
હું રોઈ, રોવા લાગી સારી દુનિયા, રોવા લાગ્યાં વનનાં પંખીડાં,
પણ જેણે મને પ્રીતમથી વિખૂટી પાડી તે મારા પંડનો વિરહ ન પલળ્યો.
પ્રીતમ સોણલે આવ્યો ને સરી ગયો, આંસુ સારી સારીને હું રોઈ.
પ્રિય, તારી પાસે હું આવી શકતી નથી, કોઈને મોકલી શકતી પણ નથી.
સુભાગણી નીંદર, તું જ આવ, કદાચ હું મારા પ્રીતમને જોઈ શકું,
જે કોઈ પ્રીતમની વાત કરે, તેને નાનક કહે છે કે હું શું આપું?
પોતાનું માથું વાઢીને આસન આપવું, અને માથા વિના સેવા કરવી.
પ્રીતમ પરાયો થઈ ગયો, પછી શું કામ ન મરી જવું? જીવ શું કામ ન કાઢી દેવો?

(557-58)

: 128 :

જો હું તારો છું તો સહુ કાંઈ મારું છે, હું ન હોઉં તો પણ તું તો છો જ.
તું સર્વશક્તિમાન, સર્વજ્ઞ, તારી શક્તિથી સારું યે જગત પરોવાયેલું છે.

આપે ભેજે આપે સદે રચના રચિ રચિ વેખૈ,
નાનક સચા સચી નાઈ સચુ પવૈ ધુરિ લેખૈ – 2

વાર સારંગ, પઉડી–13, સલોક

: 129 :
વૈદુ વુલાઈઆ વૈદગી પકડિ ઢંઢોલે બાંહ,
ભોલા વૈદુ ન જાણઈ કરક કલેજે માહિ–1

વાર મલાર, પઉડી–13, સલોક

## હુકમ અને રજા

: 130 :
સોચૈ સોચિ હોવઈ જે સોચી લખ વાર,
ચુપૈ ચુપિ ન હોઈવ હોવઈ જે લાઇ રહા લિવતાર,
ભુખિયા ભૂખ ન ઉતરી જે બંના પુરીઆ ભાર.
સહસ સિઆણપા લખ હોહિ ત ઇક ન ચલૈ નાલિ,
કિવ સચિઆરા હોઈએ કિવ કૂડે તુટૈ પાલિ,
હુકમી, રજાઈ ચલણા નાનક લિખઆ નાલિ–1
હુકમ હોવનિ આકાર હુકમુ ન કહિઆ જાઈ,
હુકમી હોવનિ જીઆ હુકમિ મિલૈ વડિઆઈ,
હુકમી ઉત્તમુ નીચુ હુકમિ લિખિ દુખસુખ પાઈઅહિ.
ઈકના હુકમી બખસીસ ઇકિ હુકમી સદા ભવાઈઅહિ,
હુકમૈ અંદરિ સભુ કો બાહરિ હુકમ ન કોઇ,
નાનક હુકમૈ જે બુઝૈ ત હઉમૈ કહે ન કોઇ–2

જપુ, પઉડી–1 અને 2

: 131 :
હુકમે આઇઆ હુકમિ સમાઇઆ, હુકમે દીસૈ જગતુ ઉપાઈઆ,
હુકમે સુરગુ મછુ પઇઆલા, હુકમે કલા રહાઇદા,–10
હુકમે ધરતી ધઉલ સિરિ ભારં, હુકમે પઉણ, પાણી ગૈણારં,
હુકમે સિવ સકતી ધરિ વાસા, હુકમે ખેલ ખેલાઇદા–11

તું સર્વ જીવોને અહીં મોકલે છે, ને પાછા બોલાવી લે છે, તું સૃષ્ટિ સરજે છે ને તેની સંભાળ રાખે છે
નાનક કહે છે કે તે સત્ય છે, તેનું નામ સત્ય છે, તેના લેખામાં તો એકમાત્ર સત્યનું મૂલ્ય છે

(1242)

: 129 :

વૈદને ઇલાજ કરવા બોલાવ્યો, હાથ પકડીને નાડી જોવા લાગ્યો.
વૈદ બિચારો શું જાણે કે વિરહના સણકા તો કલેજામાં ઊઠે છે.

(1279)

: 130 :

વિચારું છું, પણ લાખ વાર વિચારતાં યે, તે વિચારમાં નથી પકડાતા,
ચુપ રહેવા માગું, પણ ચુપ નથી રહેવાતું, ભલેને લગાતાર લગની લગાડી રહું.
સત્યની ભૂખ નથી મટતી, પછી ભલેને જગતની અનેક તૈયાર વસ્તુઓ મળી જાય.
હજારો લાખો જાતની ચતુરાઈ પણ ત્યાં એકે ય કામ આવતી નથી.
કેવી રીતે સત્યરૂપ બની જાઉં ? કેમ કરી અસત્યની દીવાલ તૂટે?
પરમાત્માની આજ્ઞા પ્રમાણે, ઇચ્છા પ્રમાણે ચાલવું એ અમારા ભાગ્યમાં લખાયું છે.
તેની આજ્ઞાથી બધા આકાર ઊપજે છે, તેની આજ્ઞાનું વર્ણન થઈ શકતું નથી,
તેની આજ્ઞાથી જીવ ઉત્પન્ન થાય છે, તેની આજ્ઞાથી મહત્તા મળે છે.
તેની આજ્ઞાથી ઉચ્ચ નીચ થાય છે, તેની આજ્ઞાથી સુખદુ:ખ મળે છે.
તેની આજ્ઞાથી મુકિત મળે છે, તેની આજ્ઞાથી ભવમાં ભટકવું પડે છે.
તેની આજ્ઞામાં સર્વ કોઈ રહે છે, તેની આજ્ઞા બહાર કોઈ નથી.
નાનક કહે છે કે જેને આજ્ઞાની સૂઝ પડે છે તેને અહંકાર રહેતો નથી.

(1)

: 131 :

સહુ જીવ આજ્ઞાથી જન્મે છે, આજ્ઞાથી મરે છે, સમસ્ત જગત આજ્ઞાથી ઊપજે છે,
આજ્ઞાથી સ્વર્ગ, મૃત્યુલોક, પાતાળ ઉત્પન્ન થાય છે, અને આજ્ઞાની કળાથી સ્થિત રહે છે,
આજ્ઞાથી ધરતીએ માથે ભાર ઉપાડ્યો છે, પવન, પાણી અને આકાશ આજ્ઞાથી રહેલાં છે.
આજ્ઞાથી શિવ શકિતના ઘરમાં વસ્યા છે, આજ્ઞાથી જ આ જડ-ચેતનનો ખેલ ચાલી રહ્યો છે.

હુકમે આડાણે આગાસી, હુકમે જલ થલ ત્રિભવણ વાસી,
હુકમે સાસ ગિરાસ સદા, ફુનિ હુકમે દેખિ દિખાઇદા–12
હુકમિ ઉપાએ દસ અઉતારા, દેવ દાનવ અગણત અપારા,
માનૈ હુકમુ સુ દરગહ પૈઝે, સાચિ મિલાઇ સમાઇદા–13
હુકમે જુગ છતીહ ગુદારે, હુકમે સિધ સાધિક બીચારે
આપિ નાથુ નાથી સભ જા કી બખસે મુકતિ કરાઇદા–14

મારૂ સાલહે

: 132 :
નાનક બોલણુ ઝખણા દુખ છડિ મંગીઅહિ સુખ,
સુખ દુખ દુઈ દરિ કપડે પહિરહિ થઈ મનુખ,
જિથૈ બોલણિ હારીઐ તિથૈ ચંગી ચુપ–2

વાર માઝ, પઉડી – 24 સલોક

## પંડિતાઈ અને સદાચાર

: 133 :
પડિ પડિ ગડી લદીઅહિ પડિ પડિ ભરીઅહિ સાથ,
પડિ પડિ બેડી પાઈઐ પડિ પડિ ગડીઅહિ ખાત,
પડીઅહિ જેતે બરસ બરસ પડીઅહિ જેતે માસ,
પડીઐ જેતી આરજા પડીઅહિ જેતે સાસ,
નાનક લેખૈ ઇક ગલ હોરુ, હઉમૈ ઝખણા ઝાખ–1

વાર આસા, પઉડી - 9

: 134 :
ઈવડી આદિ પરખું હે દાતા આપે સચા સોઈ,
એના અખરા મહિ જો ગુરમુખિ બૂઝે તિસુ સિરિ લેખુ ન હોઈ–2
ડંડે ડિઆનુ બૂઝે જે કોઈ, પડિઆ પંડિતુ સોઈ,
સરબ જીઆ મહિ એકો જાણૈ, તા હઉમૈ કહૈ ન કોઈ–4

આસા પટી

આજ્ઞાથી આકાશ ટક્યું છે આધાર વિના, આજ્ઞાથી જળ, સ્થળ અને ત્રણે ભુવનના જીવનું અસ્તિત્વ છે.
આજ્ઞાથી શ્વાસ લેવાય છે, અન્નનો કોળિયો ખવાય છે, આજ્ઞાથી જ સહુની દેખરેખ રખાય છે,
આજ્ઞાથી ઉત્પન્ન થયા દશ અવતાર, અસંખ્ય દેવ અને દાનવ.
જે આજ્ઞાને માથે ચડાવે તે પ્રભુના દરબારમાં પ્રવેશે, સત્યને પામી સત્યરૂપ બની જાય.
આજ્ઞાથી પસાર થઈ ગયા છત્રીસ યુગ, આજ્ઞાથી સિદ્ધ અને સાધકોના વિચારો ચાલે.
તે પોતે નાથ, તેણે નાથી સઘળી સૃષ્ટિ, તે કૃપા દ્વારા મુક્તિ આપે છે.

(1037)

132 :
નાનક કહે છે કે દુ:ખને છોડીને સુખ માગવું એ વ્યર્થ બકવાટ છે.
સુખ-દુ:ખ તો પ્રભુને બારણેથી મળતાં બે કપડાં છે, તેને માણસ પહેરતો જાય છે.
જ્યાં બોલવાથી બાજી હારીએ, ત્યાં મૂંગા રહેવું જ સારું.

(149)

: 133 :
કોઈ એટલાં પુસ્તકો પઢે, કે જેનાં ગાડાં ભરાય, ઊંટ પર લાદીને લઈ જવાય,
એટલાં પુસ્તકો પઢે, કે વહાણો ભરાય અને ખાડા પુરાઈ જાય,
વરસ પર વરસ, મહિના પર મહિના વીતે ને પઢવાનું ચાલુ રહે,
આખી જિંદગી, સઘળા શ્વાસ પઢવામાં જ પૂરાં થાય,
પણ લેખે તો એક જ વાત લાગવાની છે, નાનક કહે છે કે એ વિના બાકી અહંની બકબક છે.

(467)

: 134 :
તે આદિ પુરુષ, તે દાતાર છે, સ્વયં સત્ય છે,
આ શબ્દોમાં જે ગુરુમુખ પિછાણી લે, તેને માથે કર્મનો લેખ રહેતો નથી
જે આ જ્ઞાન સમજી લે તે સાચો પઢેલખ્યો પંડિત.
સહુ જીવોમાં જે એકને જ જુએ છે, તેનામાં અહં રહેતો નથી.

(432)

: 135 :

પાધા પડિઆ આખીઐ વિદિઆ બિચરૈ સહજિ સુભાઇ,
વિદિઆ સોધૈ તતુ લહૈ રામ નામ લિવ લાઇ.
મનમુખ બિદિઆ વિક્રદા બિખુ ખટે બિખુ ખાઇ,
મૂરખુ સબદુ ન ચીનઈ સૂઝ બૂઝ નહ કાઈ–53
પાધા ગુરમુખિ આખીઐ ચાટડિયા મતિ દેઇ,
નામુ સમાલહુ નામુ સંગરહુ લાહા જગ મહિ લેઇ.
સચી પટી સચુ મનિ પડીઐ સબદુ સુ સારુ,
નાનક સૌ પડિઆ સો પંડિતુ બીના જિસુ રામ નામુ ગલિ હારુ–54-1

રામકલી દખણી, ઓંકાર

: 136 :

માહા રુતી સભ તુ ઘડી મૂરત વિચારા,
તૂ ગણતૈ કિને ન પાઇઓ સચે અલખ અપારા.
પડિઆ મૂરખુ આખીઐ જિસુ લબુ લોભ અહંકારા,
નાઉ પડીઐ નાઉ બુઝીઐ ગુરમતી બિચારા.
ગુરમતી નામુ ધનુ ખટિઆ ભગતી ભરે ભંડારા,
નિરમલુ નામુ મંનીઆ દરિ સચૈ સચિઆરા.
જિસદા જીઉ પરાણુ હૈ અંતરિ જોતિ અપારા,
સચા સાહુ ઇકુ તૂ હોરુ જગતુ વણજારા–6

વાર માઝ, પઉડી 6

## આંતરિક પરિવર્તન વિના, જપ, તપ, તીર્થાટન, વેશભૂષા, રીત-રિવાજ, પૂજા અને સંયમ વૃથા છે.

: 137 :

ઇકિ કંદ મૂલુ ચુણિ ખાહિ વણ ખંડિ વાસા,
ઇકિ ભગવા વેસુ કરિ ફિરહિ જોગી સંનિઆસા.
અંદરિ તૃસના બહુતુ છાદન ભોજન કી આસા,
બિરથા જનમુ ગવાઈ ન ગિરહી ન ઉદાસા.
જમ કાલુ સિરહુ ન ઉતરૈ ત્રિવિધિ મનસા,
ગુરમતી કાલુ ન આવૈ નેડૈ જા હોવૈ દાસ નિદાસા.

: 135 :
એ જ અધ્યાપક સાચો વિદ્વાન કહી શકાય જે વિદ્યાનું સહજ રીતે વિતરણ કરે.
વિદ્યાનું જે સંશોધન કરે, તત્ત્વ ગ્રહણ કરે, અને રામનામમાં લીન બની જાય.
મનમુખ તો વિદ્યાને વેચે છે, વિષ કમાય છે ને વિષ ખાય છે.
એ મૂર્ખ શબ્દને સમજતો નથી, તેને કાંઈ સૂઝ-બૂજ નથી.
એ અધ્યાપક ગુરુમુખ, જે શિષ્યોને બોધ આપે, કે,
નામસ્મરણ કરો, નામ હૃદયમાં રાખો, જગતમાં આવવાનો લહાવો લો!
સત્યની પાટી સાચા મનથી પઢો, શબ્દ જ સાર છે.
નાનક કહે છે કે એ જ વિદ્વાન, પંડિત, જ્ઞાની છે, જેના ગળામાં રામનામનો હાર છે.

(937-38)

: 136 :
સહુ માસ, ઋતુ, ઘડી અને મુહૂર્તમાં મેં તારું ચિંતવન કર્યું,
હે સત્ય, અલખ પુરુષ, તું છો અપાર, તને કોઈએ ગણતાં પ્રાપ્ત કર્યો નથી.
જેનામાં લોભ, મોહ, અહંકાર છે, એને તો ભણ્યોગણ્યો હોવા છતાં મૂર્ખ માનવો.
ગુરુમતિનો તો એક જ વિચાર: નામ રટો, ને નામને પિછાણો.
ગુરુમતિ નામસ્મરણનું નાણું કમાય અને ભક્તિનો ભંડાર અભરે ભરે,
નામ લેવાથી મન થાય નિર્મલ, સાચાને બારણે સાચાને સ્થાન મળે.
આ સમસ્ત જીવ, પ્રાણી તારા છે, તારી જ્યોતિ સહુની અંદર અપરંપાર જલી રહી છે.
તું જ એક સાચો શેઠ છો, આખું જગત તારું વાણોતર છે.

(140)

: 137 :
કોઈ કંદમૂલ ખાય છે, જંગલમાં રહે છે,
કોઈ ભગવાં ધારણ કરી જોગી-સંન્યાસી બની ભમ્યા કરે છે.
પણ અંદર તો બહુ તૃષ્ણા ભરી છે, ભોજન-વસ્ત્રોની લાલસા ગઈ નથી.
તેમણે તો જન્મ વૃથા ગુમાવ્યો, ન રહ્યા ગૃહી, ન રહ્યા ત્યાગી.
જ્યાં સુધી મન ત્રિગુણના વશમાં છે ત્યાં સુધી માથેથી કાળ ખસતો નથી.
પ્રભુના દાસોનો પણ દાસ થઈ જાય એવા ગુરુમુખ પાસે કાળ ફરકતો પણ નથી.

સચા સબદુ સચુ મનિ ઘર હી માહિ ઉદાસા,
નાનક સતિગુરુ સેવનિ આપણા સે આસા તે નિરાસા – 5

વાર માઝ, પઉડી - 5

: 138 :

જગુ પરબોધહિ મડી વધાવહિ, આસણુ, તિઆગિ કાહે સચુ પાવહિ,
મમતા મોહુ કામણી હિતકારી ના અઉધૂતી ના સંસારી – 1
જોગી બૈસિ રહહુ દુબિધા દુખુ ભાગૈ, ઘરિ ઘરિ માગત લાજ ન લાગૈ – 1 – રહાઉ –
ગાવહિ ગીત ન ચીનહિ આપુ, કિઉ લાગી નિવરૈ પરતાપુ.
ગુર કૈ સબદિ રચૈ મન ભાઈ, ભિખિઆ સહજ બીચારી ખાઈ – 2
ભસમ ચઢાઈ કરહિ પાખંડ, માઈઆ મોહિ સહહિ જમ ડંડુ.
ફૂટૈ ખાપરુ ભીખ ન ભાઈ, બંધનિ બાધિઆ આવૈ જાઈ – 3
બિંદુ ન રાખહિ જતી કહાવહિ, માઈ માગત ત્રૈ લોભાવહિ,
નિરદઈઆ નહી જોતિ ઉજાલા, બૂડત બૂડે સરબ જંજાલા – 4
ભેખ કરહિ ખિથા બહુ થટૂઆ, ઝૂઠો ખેલુ ખેલૈ બહુ નટૂઆ,
અંતરિ અગનિ ચિન્તા બહુ જારે, વિણુ કરમા કૈસે ઉતરસિ પારે – 5
મુંદ્રા ફટક બનાઈ કાનિ, મુકતિ નહીં બિદિઆ બિગિઆનિ,
જિહવા ઇન્દ્રી સાદિ લોભાના, પસૂ ભએ નહીં મિટૈ નીસાના – 6
ત્રિવિધિ લોગા ત્રિવિધિ જોગા, સબદુ બીચારૈ ચૂકસિ સોગા.
ઊજલ સોચુ સુ સબદુ હોઈ, જોગી જુગતિ વીચારે સોઈ. – 7
તુઝ પહિ નઉનિધિ તૂ કરણૈ જોગુ, થાપિ ઉથાપે કરે સુ હોગુ.
જતુ સતુ સંજમુ સચુ સુ ચીતુ, નાનક જોગી ત્રિભવણ મીતુ – 8-2

રામકલી અસટપદીઆ

: 139 :

ઇકિ બન માહિ બૈસહિ ડૂગરિ અસથાનુ, નામુ બિસારિ પચહિ અભિમાનુ,
નામ બિના કિઆ ગિઆન ધિઆનુ, ગુરમુખિ પાવહિ દરગહિ માનુ – 3
હઠુ અહંકારુ કરૈ નહીં પાવૈ, પાઠ પડૈ લે લોક સુણાવૈ.
તીરથિ ભરમસિ બિઆધિ ન જાવૈ, નામ બિના કૈસે સુખુ પાવૈ – 4
જતન કરૈ બિંદુ કિવૈ ન રહાઈ, મનૂઆ ડોલૈ નરકૈ પાઈ.
જમપુરિ બાધો લહૈ સજાઈ, બિનુ નાવૈ જીઉ જલિ બલિ જાઈ. – 5

સાચો શબ્દ સાચા મનમાં રહે તો ઘરમાં જ વિરકત બની રહો,
નાનક કહે છે કે જે પોતાના સતગુરુની સેવા કરે છે તે આશાથી પર બની જાય છે.

(140)

: 138 :

મઠાધીશ બનીને જગતને ઉપદેશ આપે છે, પણ આસન છોડીને સત્ય કેવી રીતે મળશે?
મમતા, મોહ અને કામિની હિતકર્તા લાગે, ન તેઓ અવધૂત, ન ગૃહસ્થ.
યોગી, પોતાના આસન પર બેસી રહો, દ્વિધા ને દુ:ખ થશે, ઘર ઘર ભીખ માગતાં લાજ નથી આવતી?
ગીત ગાઓ છો, પણ પોતાને તો પિછાણતા નથી, કેમ કરી તમારો સંતાપ ટળે?
ગુરુના શબ્દમાં મન રચ્યુંપચ્યું રાખો, અને સહજ વિચારની ભિક્ષા આરોગો.
ભસ્મ લગાડી પાખંડ કરો છો, માયા-મોહમાં પડી જમનો માર ખાશો.
ફૂટેલાં ખપ્પરમાં ભિક્ષા નથી રહેતી, બંધનમાં પડીને જનમ-મરણના ફેરા ફરવા પડશે.
પોતાને જતિ કહેવરાવો છો, પણ વીર્યની રક્ષા તો નથી કરી શકતા, 'માઈ' કહીને ભિક્ષા માગો છો,
પણ સ્ત્રીઓને લોભાવો છો.
હે નિર્દય, અંદર આત્મજ્યોતિનો પ્રકાશ નથી, આખા ને આખા જંજાળમાં ડૂબી ગયા છો.
ઘણાં થીગડાં મારીને કંથા પહેરી ભેખધારીનો વેષ કાઢો છો, નટની જેમ કરો છો ખૂબ ખેલ.
ચિંતાની આગ અંતરને જલાવે છે, કરણી વિના કેવી રીતે પાર ઊતરશો?
કાન ફાડીને મુદ્રા પહેરો છો, પણ વિદ્યા-વિજ્ઞાન વિના મુકિત નથી,
જીભના સ્વાદમાં લોભાઈ ગયા છો, નર્યા પશુ બની ગયા, માથા પરથી આ કલંક નહીં મટે.
ત્રણે ગુણના વશમાં જેવા લોકો, એવા જ યોગી, શબ્દ વિચારે તો શોક ટળી જાય.
શબ્દને વિચારે તે ઉજ્જવલ બને, યોગની કળા જાણે તે યોગી,
તારી પાસે નવ નિધિ, તું સર્વ કાંઈ કરવામાં સમર્થ, તું સ્થાપે, ઉત્થાપે, તું કરે તે થાય.
તે સત્ય ચિત્તમાં હોય તો જપ, તપ, સંયમ સહેજે થાય, નાનક કહે છે કે યોગી ત્રણે ભુવનનો મિત્ર છે.

(903)

: 139 :

કોઈ રહે છે વનમાં કે ડુંગર પર જગ્યા બનાવી, નામ ભૂલીને અભિમાનમાં મગ્ન રહે છે.
નામ વિના કેવું જ્ઞાન? કેવું ધ્યાન? ગુરુમુખને પ્રભુના દરબારમાં સંમાન મળે છે
હઠ-અહંકાર કરવાથી પ્રભુ નથી મળતા, ભલેને મોટે સાદે પાઠ પઢી લોકોને સુણાવો તેથી શું?
તીર્થાટન કરવાથી ભવનો રોગ નથી જતો, નામ વિના કેવી રીતે સુખ મળે?
જતન કરવાથી વીર્યરક્ષા કયાં થાય છે? મન તો વિચલિત છે, નરકમાં પડશો.
જમપુરીમાં બંધાઈને સજા ભોગવવી પડશે. નામ વિના જીવ જલતો જ રહે છે.

સિધ સાધિક કેતે મુનિ દેવા, હઠિ નિગ્રહિ ન તૃપતાવહિ ભેવા,
સબદુ બીચારિ ગહહિ ગુરુ સેવા, મનિ તનિ નિરમલ અભિમાન અભેવા – 6
કરમિ મિલૈ પાવૈ સચુ નાઉ, તુમ સરણા ગતિ રહઉ સુભાઉ,
તુમ તે ઉપજિઓ ભગતી ભાઉ, જપુ જાપઉ ગુરમુખ હરિ નાઉ – 7
હઉમૈ ગરબુ જાઇ મન ભીનૈ, ઝૂઠિ ન પાવિસ પાખંડિ કીનૈ,
બિન ગુરુ સબદ નહી ઘરુ બારુ, નાનક ગુરમુખી તતુ બીચારુ – 8 – 6

રામકલી અસટપદીઆ

: 140 :

હિન્દૂ કૈ ઘરિ હિન્દૂ આવૈ, સૂતુ જનેઉ પડિ ગલિ પાવૈ,
સૂતુ પાઇ કરે બુરિઆઈ, નાતા ધોતા થાઇ ન પાઈ.
મુસલમાનુ કરે વડિઆઈ, વિણુ ગુર પીર કો થાઇ ન પાઇ,
રાહુ દસાઇ ઓથૈ કો જાઇ, કરણી બાઝહુ ભિસતિ ન પાઈ.
જોગી કૈ ઘરિ જુગતિ દસાઈ, તિત કારણિ કનિ મુદ્રા પાઈ,
મુંદ્રા પાઇ ફિરૈ સંસારિ, જિથૈ કિથૈ સિરજણહારુ.
જેતે જીઅ તેતે વાટાઊ, ચીરી આઈ ઢિલ ન કાઊ
એ થૈ જાણૈ સુ જાઇ સિયાણૈ, હોર ફકડુ, હિન્દૂ મુસલમાણૈ
સભના કા દરિ લેખા હોઇ, કરણી બાઝહુ તરૈ ન કોઇ.
સચો સચુ લખાણૈ કોઈ, નાનક અગૈ પુછ ન હોઈ – 2

વાર રામકલી, પઉડી–11, સલોક

: 141 :

કુબુધિ ડૂમણી[1] કુદઇઆ કસાઇણિ પર નિન્દા ઘટ ચૂહડી મુઠિ ક્રોધિ ચંડાલિ,
કારી કઢી કિઆ થીઐ જાં ચારે બૈઠીઆ નાલિ.
સચુ સંજમુ કરણી કારાં નાવણુ નાઉ જપેહી,
નાનક અગૈ ઉત્તમ સેઈ જિ પાપાં પંદિ ન દેહી.

વાર સિરી રાગુ, પઉડી-20, સલોક

: 142 :

સૂચે એહિ ન આખી અહિ બહિન જિ પિંડા ધોઈ,
સૂચે સેઈ નાનકા જિન મનિ વસિઆ સોઇ – 2

[1]ડોમ જાતિની સ્ત્રી.એક જાતિના હરિજન, જેમનો ધંધો સ્મશાનમાં શબને આગ ચાંપવાનો; સૂપડાં-ટોપલી બનાવીને વેચવાનો છે તેને ડોમ કહેવામાં આવે છે.

કેટલા યે સિદ્ધ, સાધક, મુનિ, દેવ, હઠ-નિગ્રહથી તૃપ્તિ પામી શકતા નથી.
શબ્દને વિચારી ગુરુસેવા કરે છે, તેમનાં તન-મન નિર્મલ થાય છે, અહંકાર નાશ પામે છે
જેના પર કૃપા થાય છે તે સત્ય નામ મેળવે છે, ભાવસહિત તે તારા શરણમાં રહે છે.
તારાથી જ ભકિતભાવ ઊપજે છે, ગુરુમુખ દ્વારા મળે છે હરિનામનો જપ.
મન નામસ્મરણમાં ભીંજાય તો ગર્વ ગળી જાય, જૂઠ અને પાખંડથી કાંઈ નહીં મળે.
ગુરુના શબ્દ વિના પોતાનું ઠેકાણું નથી મળતું, નાનક કહે છે કે ગુરુમુખનું આ સારતત્ત્વ છે.

(905-6)

: 140 :

જ્યારે કોઈ હિન્દુ ધર્મ ધારણ કરી હિન્દુ બને છે, ત્યારે તેના ગળામાં મંત્ર ભણીને જનોઈ પહેરાવવામાં આવે છે.
પણ જનોઈ પહેરીને તે બૂરાં કામ કરે છે, નહાવા-ધોવાથી કાંઈ વળતું નથી.
મુસલમાન પોતાના ધર્મનાં વખાણ કરે છે, ગુરુ-પીરના આશ્રય વિના ખુદાના દરબારમાં સ્થાન નથી મળતું.
પણ જે માર્ગ બતાવવા આવ્યો છે. તેના પર ચાલે છે કોણ? કરણી વિના બેહિસ્ત નથી મળતું.
યોગીના પંથમાં યોગકળા દર્શાવવામાં આવે છે, એ માટે કાનમાં પહેરાવે છે મુદ્રા.
મુદ્રા પહેરીને યોગી જગતમાં ભમતો ફરે છે, તેને ખબર નથી કે પરમાત્મા તો બધી જગ્યાએ છે.
જેટલા જીવ, એ બધા છે વટેમાર્ગુ, મૃત્યુ આવે છે ત્યારે કોઈથી રોકાઈ શકાતું નથી.
પ્રભુને જે અહીં જાણે છે, તે પરલોકમાં પણ પિછાણશે, હિન્દુ કે મુસલમાન હોવાની વાત વ્યર્થ છે.
પ્રભુના દરબારમાં સહુનાં લેખાં લેવાશે, કરણી વિના કોઈ પાર નહીં ઊતરે.
નાનક કહે છે કે સાચો બની જે સત્યનું કીર્તન કરે છે, તેની પરલોકમાં પરીક્ષા થતી નથી.

(651–52)

: 141 :

કુબુદ્ધિ છે ડોમ સ્ત્રી, કુદયા કસાયણ, પરનિંદા જાણે આ દેહમાં ભંગિયણ, ક્રોધરૂપી ચાંડાલીએ આત્માને ઠગી લીધો છે.
ચૉકો ચોકખો રાખવા માટેની લીટી તાણવાથી શું, જ્યારે આ ચારેચાર સાથે બેઠી છે!
સત્ય છે સંયમ, કરણી છે શુદ્ધિની રેખા, નામ-સ્મરણ છે સ્નાન,
નાનક કહે છે કે પાપનો ઉપદેશ નહીં આપો તો પરલોકમાં તમે ઉત્તમ ગણાશો.

(91)

: 142 :

જે શરીરને ધોઈને બેઠા છે તે પવિત્ર નથી,
નાનક કહે છે કે જેના મનમાં પ્રભુ વસે છે તે પવિત્ર છે.

(472)

: 143 :

જે રતુ લગૈ કપડે જામા હોઇ પલીતુ.
જો રતુ પીવહિ માણસા તિન કિઉ નિરમલુ ચીતુ.
નાનક નાઉ ખુદાઇ કા દિલિ હછૈ મુખિ લેહુ,
અવરિ દિવાજે દુની કે ઝૂઠે અમલ કરેહુ – 1

વાર માઝ, પઉડી - 6. સલોક

## મન જીત્યું એણે જગત જીત્યું

: 144 :

મનુ મૈગલુ સાકતુ દેવાના, બનખંડિ માઈઆ મોહિ હૈરાના
ઇત ઉત જાહિ કાલ કે ચાપે, ગુરમુખિ ખોજિ લહૈ ઘરુ આપે – 1
બિનુ ગુર સબદૈ મનુ નહીં ઠઉરા.
સિમરહુ રામ નામુ અતિ નિરમલુ, અવર તિઆગહુ હઉમૈ કઉરા – રહાઉ-
ઇહુ મનુ મુગધુ હહુ કિઉ રહસી, બિનુ સમઝે જમ કા દુખુ સહસી.
આપે બખસે સતિગુર મેલૈ, કાલુ કંટકુ મારે સચુ પેલૈ - 2
ઇહુ મનુ કરમા ઇહુ મનુ ધરમા, ઇહુ મનુ પંચ તતુ તે જનમા,
સાકતુ લોભી ઇહુ મનુ મૂડા, ગુરમુખિ નામુ જપૈ મનુ રૂડા - 3
ગુરમુખિ મનુ અસથાને સોઈ, ગુરમુખિ ત્રિભવણિ સોઝી હોઈ,
ઇહુ મનુ જોગી ભોગી તપુ તાપૈ, ગુરમુખિ ચીન્હૈ હરિ પ્રભુ આપૈ. – 4
મનુ બૈરાગી હઉમૈ તિઆગી, ઘટિ ઘટિ મનસા દુબિધા લાગી,
રામ રસાઇણુ ગુરમુખિ ચાખૈ, દરિ ઘરિ મહલી હરિ પતિ રાખૈ – 5
ઇહુ મનુ રાજા સૂર સંગ્રામિ, ઇહુ મનુ નિરભઉ ગુરમુખિ નામિ,
મારે પંચ અપુનૈ વસિ કીએ, હઉમૈ ગ્રાસિ ઇકતુ થાઇ કીએ. – 6
ગુરમુખિ રાગ સુઆદ અન તિઆગે, ગુરમુખિ ઇહુ મનુ ભગતી જાગે,
અનહદ સુણિ માનિઆ સબદ વીચારી, આતમુ ચીન્હી ભઅે નિરંકારી. – 7
ઇહુ મનુ નિરમલુ દરિ ઘરિ સોઈ, ગુરમુખિ ભગત ભાઉ ધુનિ હોઈ,
અહિનિસિ હરિ જસુ ગુર પરસાદિ, ઘટિ ઘટિ પ્રભુ આદિ જુગાદિ – 8
રામ રસાઇણિ ઇહ મનુ માતા, સરબ રસાઇણુ ગુરમુખિ જાતા,
ભગતિ હેતુ ગુર ચરણ નિવાસા, નાનક હરિ જન કે દાસનિ દાસા–9–8–

આસા અસટપદીઆ

: 145 :

તરવરુ કાઈઆ પંખિ મનુ તરવરિ પંખી પંચ,
તતુ ચુગહિ મિલિ એક સે, તિન કઉ ફાસ ન રંચ.

: 143 :

કપડાને લોહીનો ડાઘ લાગી જાય તો એ કપડું અપવિત્ર થઈ જાય છે,
જે માણસોનું લોહી પીએ છે તેમનું ચિત્ત કેવી રીતે શુદ્ધ રહી શકે?
નાનકનું કથન છે, ખુદાનું નામ ત્યારે લો, જ્યારે દિલ સાફ હોય,
અન્યથા દુનિયાને બનાવવા માટે દેખાવ કરવો ને ખોટું કરી છે

(140)

: 144 :

મન મદમત્ત હાથી ને છાકટા જેવુ પાગલ છે, માયા-મોહના વનમાં હેરાન-પરેશાન થઈ ઘૂમે છે,
કાળના ધક્કા ખાઈ અહીં-તહીં ભમે છે, ગુરુમુખ પોતાનું ઘર શોધી લે છે.
ગુરુના શબ્દ વિના મન ઠરીને ઠામ થતું નથી.
અત્યંત નિર્મલ રામનામનું સ્મરણ કરો, એ સિવાય જે કાંઈ કટુ અહંકાર તેનો ત્યાગ કરો.
આ મન તો છે મુગ્ધ, કહો, ક્યાં જઈ રહેશે? સમજણ વિના મૃત્યુનું દુઃખ ભોગવવું પડશે.
પ્રભુની કૃપાથી સતગુરુનો મેળાપ થશે, તેની સાચી પ્રેરણા કાલ-કંટકનો નાશ કરશે.
આ મન જ કર્મ છે, ધર્મ છે, આ મન પાંચ તત્ત્વોમાંથી બન્યું છે.
આ મન જ, શાકત, લોભી ને મૂઢ છે, ગુરુમુખ દ્વારા નામ જપી સુંદર બની જશે.
ગુરુમુખ મન પોતાનું સ્થાન મેળવી લેશે. ગુરુકૃપાથી ત્રણે ભુવનનું તેને સૂઝશે.
આ મન જ જોગી, ભોગી અને તપસ્વી, ગુરુમુખ દ્વારા એ પ્રભુને અને પોતાને પિછાણે છે.
વૈરાગી મન અહંકારને તજે છે, ઘર ઘટમાં ઇચ્છા અને દ્વિધા વળગી રહી છે.
ગુરુમુખ રામ-રસાયણ ચાખે તો, સર્વસ્થળે પ્રભુ પત રાખે છે.
આ મન સંગ્રામમાં શૂરવીર છે, આ મન નામસ્મરણ દ્વારા નિર્ભય ગુરુમુખ બને છે.
પાંચ વિષયને મારીને તે પોતાને વશ કરી લે છે, અહંનો કોળિયો કરી સર્વને ચીત કરી દે છે.
ગુરુમુખ અન્ય રાગ-સ્વાદને છોડી દે છે, ગુરુમુખ મન ભકિતમાં જાગ્રત બની જાય છે.
અનાહત નાદ સુણી, વિચારી, તેનું મનન કરે છે, આત્માને ઓળખી તે સ્વયં નિરંકાર બની જાય છે.
આ મન નિર્મલ બની સર્વત્ર પરમાત્માને નિહાળે છે. ગુરુમુખ ભાવભકિતની ધૂનમાં લીન રહે છે.
ગુરુની કૃપા દ્વારા અહોનિશ તે હરિનાં જશ ગાય છે, હરિ છે વ્યાપ્ત ઘટઘટમા, જુગોજુગથી.
રામ-રસાયણમાં આ મન મસ્ત છે, ગુરુમુખ દ્વારા તેણે સર્વ રસાયણ જાણી લીધાં.
ભકિતને કાજે ગુરુ-ચરણોમાં નિવાસ છે, નાનક તો હરિજનના દાસોનો દાસ દાસ છે.

( 415–16 )

: 145 :

કાયા છે તરુવર, મન છે પંખી, તેની સાથે બીજા પાંચ પંખી તરુવર પર બેઠાં છે,
તે સહુ મળી તત્ત્વનો દાણો ચણે તો એ જરા પણ ફંદામાં નહીં ફસાય.

ઉડહિ ત બેગુત્ર બેગુલે તાકહિ ચોગ ઘણી,
પંખ તૂટે ફાહી પડી અવગુણિ ભીડ બણી
બિનુ સાચે કિઉ છૂટીઐ હરિ ગુણ કરમિ મણી.
આપિ છડાએ છૂટીઐ વડા આપિ ધણી,
ગુરપરસાદી છૂટીઐ કિરપા આપિ કરેઇ,
અપણૈ હથિ વડાઈઆ જૈ ભાવૈ તૈ દેઈ – 33

રામકલી દખણી, ઓઅંકાર

: 146 :

ભૂલી ભૂલી મૈં ફિરી પાધરૂ કહૈ ન કોઈ.
પૂછહુ જાઇ સિઆણિઆ દુખુ કાટૈ મેરા કોઈ
સતિગુરુ સાચા મનિ વસૈ સાજનુ ઉતહી ઠાઇ,
નાનક મનુ તૃપતાસીઐ સિફતી સાચે નાઇ – 1

વાર મારૂ, પઉડી–3, સલોક

: 147 :

હુકમી રજાઈ સાખતી દરગહ સચુ કબૂલુ.
સાહિબુ લેખા મંગસી દુનીઆ દેખિ ન ભૂલુ.
દિલ દરવાની જો કરે દરવેસી દિલુ રાસિ,
ઈસક મુહબતિ નાનકા લેખા કરતે પાસિ – 1
અલગઉ જોઈ મધૂકડઉ સારંગપાણિ સબાઇ,
હીરે હીરા બેધિઆ નાનક કંઠિ સમાઇ – 2

વાર મારૂ, પઉડી–12, સલોક

: 148 :

ભોલ તણિ ભૈ મનિ વસૈ હેકૈ પાધર હીડુ,
અતિ ડાહપણિ દુખુ ઘણો તીને થાવ ભરીડુ – 1

વાર મારૂ, પઉડી–14, સલોક

: 149 :

અજરુ જરૈ ત નઉ કુલ બંધુ, પૂજૈ પ્રાણ હોવૈ થિરુ કંધુ,
કહાં તે આઇઆ કહાં એહુ જાણું, જીવત મરત રહૈ પરવાણુ.
હુકમૈ બૂઝૈ તતુ પછાણૈ, ઇહુ પરસાદુ ગુરુ તે જાણૈ.
હોંદા ફડીઅગુ નાનક જાણુ, ના હઉ ના મૈં જૂની પાણુ – 2

વાર મલાર, મઉડી–14, સલોક

પણ અહીંતહીં ઊડશે ત્વરાથી, શોધશે ખૂબ દાણોપાણી.
તો પાંખો તૂટી પડશે, ફંદામાં ફસાઈ જશે, અવગુણ સપડાવશે સંકટોમાં.
સત્ય વિના કેવી રીતે છૂટી શકશે? હરિગુણ ગાવા એ જ છે સર્વોત્તમ કર્મ.
તે છે સ્વામી સર્વોપરિ, તે મુક્તિ આપે તો મુક્ત થઈ જવાય.
ગુરુની કૃપા દ્વારા મળે છે મુક્તિ, કૃપા તે સ્વયં કરે.
સહુ વરદાન તેના હાથમાં છે, પોતાને ખુશી પડે તે આપે છે.

(934)

: 146 :

ભૂલી ભટકી હું ફર્યા કરી, કોઈએ મને માર્ગ ન બતાવ્યો.
પૂછતી રહી ચતુર પુરુષોને કે, મારું દુઃખ કોઈ તો કાપો!
સાચા મનમાં સતગુરુ વસી રહે, ત્યાં આવી વસે છે પ્રિયતમ.
નાનક કહે છે કે પ્રભુના કીર્તનથી મન તૃપ્ત થઈ જાય છે.

(1087)

: 147 :

પ્રભુની આજ્ઞાથી આ સૃષ્ટિની રચના થઈ છે, પ્રભુનાં ચરણોમાં સત્ય જ માન્ય છે
સાહેબ તલ તલનાં લેખાં માગશે, દુનિયાના રંગબેરંગ જોઈને એ ન ભૂલ.
દિલનો દરવાન બને, દિલને રાખે સન્માર્ગ પર, એ ખરા દરવેશ.
નાનક કહે છે કે પ્રેમ-પ્રીતિનો હિસાબ તો એક સર્જનહારની પાસે છે.
મધુકરની જેમ નિર્લેપ રહીને જોશો તો સર્વ સ્થાનમાં મળશે સારંગપાણિ.
નાનક કહે છે કે હીરે હીરો વીંધાઈ ગયો, અને ગળાનો હાર બની ગયો.

(1090)

: 148 :

એક જ મારગે ચાલો, ભય, અને ભોળપણને મનમાં વસાઓ,
અતિ ડહાપણમાં ઘણું દુઃખ છે, મન, વચન, કર્મ ત્રણે ભ્રષ્ટ બની જાય છે.

(1090-91)

: 149 :

વિષયવાસનાને કોઈ પચાવે, તો નવ દ્વાર બંધ થઈ જાય, પ્રાણાયમ કરે તો શરીર સ્થિર થાય.
ક્યાંથી આવ્યો, ક્યાં જવાનો? એ તે જાણે છે, જીવન-મૃત્યુમાં તેનું પ્રમાણ મળી રહે છે.
હુકમને જે સમજે તે તત્ત્વને પિછાણે, ગુરુની કૃપાથી આ જાણી શકાય છે.
નાનક કહે છે કે, 'હું છું' એમ કહેનારો પકડાઈ જશે,
પણ જે કહે છે કે, 'હું નથી, હું નથી' તે આવાગમનમાં નહીં ભટકે.

(1289)

## આંધળો આગેવાન

: 150 :

જા હઉ નાહી તા કિઆ રાખા કિહુ નાહી કિઆ હોવા,
કીતા કરણા કહિઆ કથના ભરિઆ ભરિ ભરિ ધોવાં.
આપિ ન બુઝા લોગ બુઝાઈ ઐસા આગૂ હોવાં.
નાનક અંધા હોઈ કે દસે રાહૈ સભસુ મુહાએ સાથૈ.
આગૈ ગઈઆ મુહે મુહિ પાહિ સુ ઐસા આગૂ જાપૈ.–2.

વાર માઝ, પઉડી–6, સલોક

: 151 :

અંધા આગૂ જે થીએ કિઉ પાધરુ જાણૈ.
આપિ મુસૈ મતિ હોછીએ કિઉ રાહુ પછાણૈ.
કિઉ રાહિ, જાવૈ મહલુ પાવૈ અંધ કી મતિ અંધલી.
વિણુ નામ હરિ કે કછુ ન સૂઝૈ અંધુ બૂડો ધંધલી.
દિનુ રાતિ ચાનણુ ચાઉ ઉપજૈ સબદુ ગુર કા મનિ બસૈ.
કરિ જોડિ ગુર પહિ કરિ વિનંતી રાહુ પાધરુ ગુરુ દસૈ–6.

સૂહી છન્ત

## મૂર્તિપૂજા

: 152 :

હિન્દૂ ભૂલે ભૂલે અખુટી જાહી, નારદિ કહિઆ સિ પૂજ કરાંહી.
અંધે ગુંગે અંધ અંધારુ, પાથરુ લે પૂજહિ મુગધ ગવારુ.
ઓહિ જા આપિ ડૂબે તુમ કહા તરણહારુ–2.

વાર વિહાગડા, પઉડી–20 સાલોક

: 150 :

જો હું નથી તો શું કહું? જો હું કાંઈ નથી તો શું થઈશ?
તેણે જે કર્યું તે મારું કર્મ, તેણે જે કથ્યું તે મારું કથન, મેલથી ભરેલો, ભરી ભરીને ધોઉં છું.
પોતે તો કાંઈ સમજતો નથી અને લોકોને શિખામણ આપું, શું એવો આગેવાન થાઉં ?
નાનક કહે છે કે જે પોતે આંધળો છે ને બીજાઓને માર્ગ બતાવે છે, તે બધાને લૂંટાવી દેશે.
પરલોકમાં તેનો અનાદર જ થશે, આવા આગેવાનની એવી જ દશા થાય છે.

( 140 )

: 151 :

આગેવાન આંધળો હોય તો તે માર્ગ કેવી રીતે જાણશે?
બુદ્ધિ છે ઓછી, તે પોતે જ છેતરાઈ જશે, માર્ગ જાણશે શી રીતે ?
કેવી રીતે માર્ગ પર ચાલશે ? કેમ કરી મુકામ પામશે ? આંધળાની મતિ આંધળી.
હરિનામ વિના કશું સૂઝતું નથી, અંધ ડૂબશે ધન્ધામાં.
ગુરુનો શબ્દ મનમાં વસી જાય તો રાતદિવસ લગની લાગે, અજવાળું થઈ જાય.
હાથ જોડી ગુરુ કને વિનતિ કરો, ગુરુ સીધો માર્ગ બતાવી દેશે.

( 767 )

: 152 :

હિન્દુ ભૂલ્યા, સાવ ભૂલ્યા, જાય છે ખોટે માર્ગે, નારદે કહ્યુ એમ પૂજા કર્યે રાખે છે.
આંધળા ને બહેરા એટલે ચારેકોર અંધારું, મૂઢ ને ગમાર પૂજે છે પથ્થરને.
જે પોતે જ ડૂબી જાય છે એ તમારા તારનાર કેવા ?

( 556 )

: 153 :
ઘરિ નારાઈણુ સભા નાલિ, પૂજ કરે રખૈ નાવાલિ.
કુંગૂ ચંનણુ ફૂલ ચડાએ, પૈરી પૈ પૈ બહુતુ મનાએ.
માણૂઆ મંગિ મંગિ પૈન્હે ખાઇ, અંધી કંમી અંધ સજાઇ
ભુખિઆ દેહ ન મરદિઆ રખૈ, અંધા ઝગડા અંધી સથૈ. – 1

વાર સારંગ, પઉડી–9, સલોક

## નિરર્થક રીત-રિવાજ

: 154 :
જે મોહાકા ઘર મુહૈ ઘર મુહિ પિતરી દેઇ.
આગૈ બસતુ સિંયાણીએ પિતરી ચોર ચરેઇ.
વઢી અહિ હથ દલાલ કે મુસફી એહ કરેઇ.
નાનક આગૈ સો મિલૈ જિ ખટે ઘાલે દેઇ. – 1

વાર આસા, પઉડી 11, સલોક

: 155 :
દીવા મેરા ઈકુ નામ દુખુ વિચિ પાઈઆ તેલુ.
ઉનિ ચાનણિ ઓહુ સોખિઆ ચૂકા જમ સિઉ મેલુ – 1
લોકા મત કો ફકડિ પાઈ.
લખ મડિઆ કરિ એકઠે એક રતી લે ભાહિ – 1 – રહાઉ –
પિંડુ પતલિ મેરી કસઉ કિરિઆ સચુ નામુ કરતારુ.
એથૈ ઓથૈ આગૈ પાછૈ એહુ મેરા આધારુ – 2
ગંગ બનારસિ સિફતિ તુમારી નાવૈ આતમ રાઉ,
સચા નાવણુ તાં થીએ જાં અહિનિસિ લાગૈ ભાઉ. – 3
ઈકિ લોકી હોરુ છમિછરી બ્રાહમણુ વટિ પિંડુ ખાઇ,
નાનક પિંડુ બખસીસ કા કબહું નિખૂટસિ નહિ. – 4 –12–32–

આસા

: 156 :
જે કરિ સૂતકુ મંનીએ સભ તે સૂતકુ હોઇ,
ગોહે અતે લકડી અંદરિ કીડા હોઈ.

: 153 :
ઘરમાં છે નારાયણ, બીજાં દેવી-દેવતા સાથે છે, પૂજા કરી, નવડાવી-ધોવડાવી રાખે છે.
કેસર, ચંદન, ફૂલ ચડાવે છે, પગમાં પડી પડી બહુ મનાવે છે.
અને છતાં માણસો પાસે માગી માગીને પેટ ભરે છે, વસ્ત્રો પહેરે છે, અંધા કર્મની અંધી સજા.
આ મૂર્તિઓ ભૂખ્યાને ભોજન નથી આપી શકતી, મરતાંની રક્ષા નથી કરી શકતી,
આંધળાની સભામાં ચાલ્યા કરે છે અંધા ઝગડા.

(1240)

: 154 :
લૂટારા જો કોઈનું ઘર લૂંટીને, લૂંટનો માલ પિતૃઓને નિમિત્ત દાન કરે
તો પરલોકમાં એ વસ્તુઓ ઓળખાઈ જશે, પિતૃઓ ઠરશે ચોર.
દાન લેનાર બ્રાહ્મણ – દલાલો–ના હાથ કાપી નાખવામાં આવશે, આવો ન્યાય થશે.
નાનક કહે છે કે પરલોકમાં એ જ મળે છે, જે મહેનતથી કમાઈને દીધું હોય છે.

(472)

: 155 :
દીવો તો મારું એક નામ છે, તેમાં દુઃખરૂપી તેલ ભર્યું છે.
દીવાએ પ્રકાશ આપ્યો, તેલ સુકાઈ ગયું, મૃત્યુની સાથે મેળાપ થયો.
લોકો, ફોગટનાં ફાંફાં ન મારો.
લાખો લાકડાં ભેળાં કરો પણ એક ચિનગારી એને જલાવી નાખશે.
મારો પિંડ એ પ્રભુના પ્રસાદની પતરાવળી છે, ક્રિયા માત્ર કેશવ છે, સત્ય નામ કર્તાહર્તા છે.
અહીં, ત્યાં, આગળ, પાછળ, – એ જ મારો આધાર છે.
તારી સ્તુતિ મારે મન ગંગા-કાશી છે, મારો આત્મા તેમાં સ્નાન કરે છે,
સાચું સ્નાન તો ત્યારે થાય, જ્યારે રાત–દિવસ ભક્તિભાવમાં ડૂબી રહું.
આ લોકમાં પિતૃઓની સંવત્સરી ઉજવવામાં આવે છે, અને પિંડ બનાવી બ્રાહ્મણો ખાઈ જાય છે.
નાનક કહે છે કે તેની દયાનો એકમાત્ર પિંડ છે, તે કદી ખૂટતો નથી.

(358)

: 156 :
સૂતકને માનવામાં આવે, તો સૂતક સઘળી જગ્યાએ છે
છાણાં ને લાકડામાં જીવાત ભરી હોય છે.

જેતે દાણે અંન કે જીઆ બાઝુ ન કોઈ,
પહલા પાણી જીઉ હૈ જિતુ હરિઆ સભુ કોઈ.
સૂતકુ કિઉ કરિ રખીઐ સૂતકુ પવૈ રસોઈ.
નાનક સૂતકુ એવ ન ઊતરૈ ગિઆનુ ઉતારૈ ધોઇ – 1
મનકા સૂતકુ લોભુ હૈ જિહ્વા સૂતકુ કૂડુ.
અખી સૂતકુ વેખણા પર તૃઅ પરધન રૂપુ.
કંની સૂતકુ કંનિ પૈ લાઇતબારી ખાહિ,
નાનક હંસા આદમી બંધે જમપુરિ જાહિ. 2
સભો સૂતકુ ભરમુ હૈ દૂજૈ લગૈ જાઇ,
જંમણુ મરણા હુકમુ હૈ ભાણૈ આવૈ જાઇ.
ખાણા પીણા પવિત્રુ હૈ દિતોનુ રિજકુ સંબાહિ,
નાનક જિની ગુરમુખિ બુઝિયા તિન્હાં સૂતકુ નાહિ–3

રાર આસા, પઉડી–18, સલોક

: 157 :
નાવણ ચલે તીરથી મનિ ખોટૈ તનિ ચોર,
ઇકુ ભાઉ લથી નાતિઆ દુઇ ભા ચડીઅસુ હોર.
બાહિર ધોતી તૂમડી અંદરિ વિસુ નિકોર,
સાધ ભલે અણનાતિઆ ચોર સિ ચોરા ચોર. – 2.

રાર સૂહી, પઉડી–12 સલો

: 158 :
સૂઇને કા ચઉકા કંચન કુઆર, રુપે કીઆ કારા બહુતુ બિસથારુ.
ગંગા કા ઉદક કરંતે કી આગિ, ગરુડા ખાણા દૂધ સિઉ ગાડિ – 1.
રે મન લેખૈ કબહુ ન પાઇ, જામિ ન ભીજૈ સાચ નાઇ –1–રહાઉ.
દસઅઠ લીખે હોબહિ પાસિ, ચારે વેદ મુખાગર પાઠિ,
પુરબી નાવૈ વરનાં કો દાતિ, વરત નેમ કરે દિન રાતિ–2.
કાજી મુલાં હોવહિ સેખ, જોગી જંગમ ભગવે ભેખ,
કો ગિરહી કરમા કી સંધિ, બિનૂ બૂઝે સભી ખડીઅસિ બંધિ – 3.

અનાજના જેટલા દાણા છે, તેમાંથી જીવ વિના કોઈ નથી.
પહેલાં તો પાણી જ જીવ છે, જેનાથી બધું લીલુંછમ થાય છે.
રોજ રસોઈ કરતાં જીવ મરે, ત્યારે સૂતકથી કેમ બચી શકાય?
નાનક કહે છે કે આ રીતે સૂતક નથી ઊતરતું, જ્ઞાન ઉતારે છે, ધોઈ નાખે છે.
મનનું સૂતક છે લોભ, જીભનું સૂતક છે જૂઠું બોલવું.
આંખોનું સૂતક છે પરનારી, પરધન, પરરૂપને વાસનાથી જોવું.
કાનોનું સૂતક છે, નિન્દા અને ચાડી-ચુગલી.
નાનક કહે છે કે આવા લોકો બંધાઈને જમપુરીમાં જશે.
સઘળાં સૂતક ભ્રમ છે, જે મનને બીજે લગાડે છે.
જન્મ-મૃત્યુ તો હુકમ છે ધણીનો, તેની ઇચ્છાથી જીવ આવે-જાય છે.
ખાવું-પીવું પવિત્ર છે, પેટ ભરવા માટે તેણે ભોજન-સામગ્રી આપી છે.
નાનક કહે છે કે ગુરુ-ઉપદેશથી જેને જ્ઞાન મળ્યું, તેને સૂતક નથી લાગતું.

(472-73)

: 157 :

તીરથમાં નહાવા ચાલ્યા, પણ મનના ખોટા, તનના ચોર,
નહાવાથી જેટલો મેલ ઊતર્યો તેનાથી બમણો ચડી ગયો.
તૂમડાને બહારથી ગમે તેટલું ધુઓ, પણ અંદર તો કડવું ઝેર રહેવાનું,
તીર્થસ્નાન કર્યા વિના સાધુ એ સાધુ જ છે, ચોર, ચોરના ચોર જ રહે છે

(789)

: 158 :

સોનાનો ચૉકો, સોનાનાં પાત્ર, રૂપાની તાણેલી મોટી મોટી રેખાઓ,
ગંગાનું પાણી, અરણીની આગ, દૂધમાં બનાવેલા ભાતનું ભોજન,
રે મન, એવી શુદ્ધિથી શું વળે? જ્યારે મન સત્યનામમાં તરબોળ રહેતું નથી.
અઢાર પુરાણ લખેલાં પાસે હોય, ચારે વેદ જીભને ટેરવે હોય,
પર્વો પર સ્નાન કરે, વર્ણ અનુસાર દાન આપે, રાતદિવસ વ્રત-નિયમોનું પાલન કરે,
કાજી, મુલ્લા કે શેખ હોય, યોગી કે ભગવા વેષમાં પરિવ્રાજક હોય,
અથવા કર્મકાંડમાં જોડાયેલો ગૃહસ્થ હોય, પ્રભુને ન જાણ્યા તો સહુને બાંધીને લઈ જવામાં આવશે.

જેતે જીઅ લિખી સિરિ કાર, કરણી, ઉપરિ હોવગિ સાર.
હુકમુ કરહિ મૂરખ ગવાર, નાનક સાચે કે સિફતિ ભંડાર – 4.

બસંતુ

: 159 :

ધૃગુ તિના કા જીવિઆ જિ લિખિ લિખિ વેચહિ નાઉ,
ખેતી જિન કી ઉજડૈ ખલવાડે કિઆ થાઉ.
સચૈ સરમૈ બાહરે અગૈ લહહિ ન દાદિ,
અકલિ એહ ન આખીઐ અકલિ ગવાઈઐ બાદિ.
અકલી સાહિબું સેવીઐ અકલી પાઈઐ માનુ,
અકલી પઢિ કૈ બુઝીઐ અકલી કીચૈ દાનુ.
નાનકુ આખૈ રાહુ એહુ હોરિ ગલાં સૈતાનુ – 1.

વાર સારંગ, પઉડી–20 સલોક

: 160 :

ગિઆન વિહૂણા ગાવૈ ગીત, ભુખે મુલાં ઘરે મસીતિ,
મખટૂ હોઈકૈ કંન ફૂડાએ, ફકરુ કરે હોરુ જાતુ ગવાએ.
ગુરુ પીરુ સદાએ મંગણ જાઇ, તા કૈ મૂલિ ન લગીઐ પાઇ.
ઘાલિ ખાઇ કિછુ હથહુ દેઇ, નાનક રાહુ પછાણહિ સેઇ – 1.

વાર સારંગ, પઉડી–22, સલોક

: 161 :

ગઉ બિરાહમણ કઉ કરુ લાવહુ ગોબરિ તરણુ ન જાઈ,
ધોતી ટિકા તૈ જપમાલી ધાનુ મલેછાં ખાઈ.
અંતરિ પૂજા પડહિ કતેબા સંજમુ તુરકા ભાઈ,
છોડીલે પાખંડા, નામિ લઈઐ જાહિ તરંદા – 1.

વાર આસા, પઉડી–16, સલોક

જેટલા જીવ છે તે બધાનાં મસ્તક પર કર્મ લખાયેલાં છે, કર્મ પ્રમાણે નિર્ણય થશે.
જે બીજા પર હુકમ ચલાવે છે તે મૂર્ખ ગમાર છે. નાનક કહે છે કે ગુણોના ભંડાર પ્રભુને શોધી લો.

(1169)

(159)

તેમના જીવનને ધિક્કાર છે, જે નામ લખી લખીને વેચે છે.
જેની ખેતી જ ઉજ્જડ બની ગઈ, તેને ખળાવાડમાં શું મળશે?
જેને નથી સત્ય, નથી શરમ તેને ક્યાંયે આદર નહીં મળે.
વાદવિવાદમાં જે અક્કલ ખોઈ બેસે તેને અક્કલવાળો કેમ કહેવાય?
અક્કલ તો એ કે જેનાથી પ્રભુની સેવા થાય, અક્કલ તો એ, જેનાથી પ્રભુચરણોમાં સંમાન મળે.
અક્કલથી જ પઢીને પઢેલું સમજી શકાય, અક્કલથી જ દાન આપી શકાય,
નાનક કહે છે કે સાચો માર્ગ તો આ છે. બાકી બીજી વાતો શેતાનની છે.

(1245)

(160)

જ્ઞાન તો છે નહીં, અને ગીતો ગાય છે. મુલ્લાં ભૂખ્યો થયો તો ઘરમાં જ મસીદ બનાવી લીધી.
રોટલો રળી ન શક્યો તો કાન ફાડી જોગી થઈ ગયો, ભિખારી બનીને જાત ખોઈ નાખી.
કહેવાય ગુરુ ને પીર પણ ઘેર ઘેર માગવા જાય, એવા ગુરુ ને પીરના પગમાં કદી ન પડો.
મહેનત કરીને ખાઓ ને કાંઈક દાન આપો. નાનક કહે છે કે આવી વ્યકિત સાચો માર્ગ જાણે છે.

(1245)

(161)

ગાય અને બ્રાહ્મણ પર કર નાખો છો ને ગોબરને ગણો છો પવિત્ર, એ ગોબર તમને પાર કેમ ઉતારશે?
ધોતી પહેરી છે, તિલક કર્યું છે, જપમાળા હાથમાં છે, હિન્દુનો વેષ છે ને મ્લેચ્છનું અન્ન ખાઓ છો.
ઘરમાં પૂજા કરો છો ને બહાર કુરાન પઢો છો, રીત-રસમ તુરકોની અપનાવો છો.
છોડી દો આ પાંખડ, પ્રભુનામ લેશો તો જ પાર ઉતરશો.

(471)

ભાગ પાંચમો

# આત્માની ઉન્નતિ માટે કૌટુંબિક જીવનનો ત્યાગ કરવાની જરૂર નથી

સચિ સિમરિઐ હોવૈ પરગાસુ, તાતે બિખિઆ મહિ રહૈ ઉદાસુ,
સતિગુર કી ઐસી બડિઆઈ, પુત્ર કલત્ર વિચે ગતિ પાઈ –2–3–4.[1]
ધનાસરી

[1] સત્યના સ્મરણથી પ્રકાશ થાય છે, તેથી વિષયો વચ્ચે પણ નિર્લેપ રહી શકાય છે. સતગુરુનો એવો મહિમા છે કે પુત્ર અને પત્નીની સાથે રહેતાં પણ મુક્તિ મળે છે.

## નારી નરકની ખાણુ નથી

: 162 :

ભંડિ જંમીઐ ભંડિ નિમીઐ ભંડિ મંગણુ વીઆહુ.
ભંડહુ હોવૈ દોસતી ભંડહુ ચલૈ રાહુ.
ભંડુ મુઆ ભંડુ ભાલીઐ ભંડિ હોવૈ બંધાનુ,
સો કિઉ મંદા આખીઐ જિતુ જંમહિ રાજાનુ.
ભંડહુ હી ભંડુ ઉપજૈ ભંડૈ બાઝુ ન કોઇ,
નાનક ભંડૈ બાહરા એકો સચા સોઇ.
જિતુ મુખિ સદા સાલાહીઐ ભાગા રતી ચારિ,
નાનક તે મુખ ઊજલે તિતુ સચૈ દરબારિ – 2

- વાર આસા, પઉડી-19, શ્લોક

### ત્યાગ

(યોગીઓ સાથે સંવાદ)

: 163 :

દુનિયા સાગરુ દુતરુ કહીઐ કિઉ કરિ પાઈઐ પારો,
ચરપટુ બોલૈ અઉધૂ નાનક, દેહુ સચા બીચારો.
આપે આખૈ આપે સમઝૈ તિસુ કિઆ ઉતરુ દીજૈ,
સાચુ કહહુ તુમ પારગરામી તુઝુ કિઆ બૈસણુ દીજૈ – 4
જૈસે જલ મહિ કમલુ નિરાલમ મુરગાઈ નૈસાણે,
સુરતિ સબદિ ભવસાગરુ તરીઐ નાનક નામુ બખાણે.
રહહિ ઈકાંતિ એકો મનિ વસિઆ આસા માહિ નિરાસો,
અગમુ અગોચરુ દેખિ દિખાએ નાનકુ તા કા દાસો. – 5

રામકલી સિધ ગોસટિ

: 164 :

હાંટી બાટી રહહિ નિરાલે રૂખિ બિરખિ ઉદિઆને,
કંદ મૂલુ અહારો ખાઈઐ અઉધૂ બોલૈ ગિઆને.
તીરથિ નાઈઐ સુખુ ફલુ પાઈઐ મૈલુ ન લાગૈ કાઈ,
ગોરખ પૂતુ લોહારીપા બોલૈ જોગ જુગતિ વિધિ સાઈ – 7

: 162 :
નારીના ગર્ભમાં રહીએ, નારીથી જન્મ પામીએ, નારી સાથે થાય સગાઈ ને લગ્ન.
નારી દ્વારા નવા સંબંધો બંધાય, નારીને લીધે ચાલે વંશપરંપરા.
નારી મરી જાય તો બીજી નારીની શોધ કરવામાં આવે, નારી વડે જ રહે મર્યાદા.
નારીને માટે અપશબ્દો શા માટે વાપરો છો? નારીથી જ મહારાજાઓ જન્મે છે.
નારીથી ઉત્પન્ન થાય નારી, નારી વિના કોઈ જન્મી શકતું નથી.
નાનક કહે છે કે નારીના સામ્રાજ્યથી પર તે એક પરમ સત્ય જ છે.
જેના મુખમાંથી પ્રભુનાં ગુણગાન નીકળે, તે સ્ત્રી હો કે પુરુષ, ભાગ્યશાળી ને સુશોભિત છે.
નાનક કહે છે કે તેમનું જ મુખ પ્રભુના દરબારમાં ઊજળું છે.

(473)

: 163 :
ચર્પટ અવધૂત પૂછે છે કે નાનક, તમારો વિચાર બરાબર બતાવો,
દુનિયા તો દુસ્તર સાગર છે, તેને કેવી રીતે પાર કરી શકાય?
જે પોતે જ પૂછે ને પોતે જ સમજે, તેને શો જવાબ આપું?
સાચું કહો, તમે તો પારંગત છો, તમારી સાથે કેવી રીતે ચર્ચા કરું?
જેવી રીતે પાણીમાં કમલ રહે નિર્લિપ્ત, જળકૂકડી રહે ભીંજાયા વિના,
નાનક કહે છે કે, તેવી રીતે, શબ્દમાં સુરતા લગાવી નામ જપતા ભવસાગર પાર કરી શકાય છે.
જેના મનમાં પ્રભુ વસે છે તે એકાંતમાં રહે છે, આશા વચ્ચે તે નિરાશ વસે છે.
અગમ અગોચર પરમાત્માને તે જુએ છે ને બતાવી આપે છે, નાનક એવા પુરુષનો દાસ છે.

(938)

: 164 :
હાટે-વાટે નિરાલા ને ન્યારા રહે, જંગલનાં વૃક્ષો નીચે આસન જમાવે,
કંદમૂળનો આહાર કરે, એવા અવધૂતની વાણીમાં જ્ઞાન છે.
તીર્થોમાં સ્નાન કરી સુખ પામીએ ને કોઈ જાતનો મેલ ન લાગે.
ગોરખના શિષ્ય લોહારિયા કહે છે કે આ યોગની રીતિ છે.

હાટી બાટી નીંદ ન આવૈ પર ઘરિ ચિતુ ન ડુલાઈ,
બિનુ નાવૈ મનુ ટેક ન ટિકઈ નાનક ભૂખ ન જાઈ.
હાટુ પટણુ ઘરુ ગુરુ દિખાઈઆ સહજે સચુ વાપારો
ખંડિત નિદ્રા અલપ અહારં નાનક તતુ વીચારો.–8

રામકલી સિધ ગોસટિ

: 165 :

દરસનુ ભેખ કરહુ જોગિન્દ્રા મુદ્રા ઝાલી ખિંથા,
બારહ અંતરિ એકુ સરેવહુ ખટુ દરસન ઈક પંથા,
ઈન વિધિ મનુ સમઝાઈએ પુરખા બાહુડિ ચોટ ન ખાઈએ,
નાનક બોલૈ ગુરમુખિ બૂઝૈ જોગ જુગતિ ઈવ પાઈએ– 9
અંતરિ સબદુ નિરંતરિ મુદ્રા હઉમૈ મમતા દૂરિ કરી,
કામુ ક્રોધુ અહંકારુ નિવારૈ ગુર કૈ સબદિ સુ સમઝ પરી.
ખિંથા ઝોલી ભરિપુરિ રહિઆ નાનક તારૈ એકુ હરી.
સાચા સાહિબુ સાચી નાઈ પરખૈ ગુર કી બાત ખરી–10
ઊંધઉ ખપરુ પંચ ભૂ ટોપી, કાઈઆ કડાસણુ મનુ જાગોટી,
સતુ સંતોખુ સંજમુ હૈ નાલિ, નાનક ગુરમુખિ નામ સમાલિ,

રામકલી સિધ ગોસટિ

: 166 :

જોગુ ન ખિંથા જોગુ ન ડંડૈ જોગુ ન ભસમ ચડાઈએ,
જોગુ ન મુંદી મૂંડિ મુડાઈએ જોગુ ન સિંગી વાઈએ
અંજન માહિ નિરંજનિ રહીએ જોગ જુગતિ ઈબ પાઈએ–1
ગલી જોગુ ન હોઈ એક દસટિ કરી સમસરિ જાણૈ જોગી કહીએ સોઈ–1–રહાઉ–
જોગુ ન બાહરિ મડી મસાણી, જોગુ ન તાડી લાઈએ
જોગુ ન દેસિ દિસંતરિ ભવિએ જોગુ ન તીરથિ નાઈએ
અંજન માહિ નિરંજનિ રહીએ જોગ જુગતિ ઈવ પાઈએ–2
સતિગુરુ ભૈટે તા સહસા તૂટૈ ધાવતુ વરજિ રહાઈએ,
નિઝરુ ઝરૈ સહજ ધુનિ લાગે ઘર હી પરચા પાઈએ,
અંજન માહિ નિરંજનિ રહીએ જોગુ જુગતિ ઈવ પાઈએ–3
નાનક જીવતિઆ મરિ રહીએ ઐસા જોગુ કમાઈએ
વાજે બાઝહુ સિંગી વાજૈ તઉ નિરભઉ પદુ પાઈએ,
અંજન માહિ નિરંજન રહીએ જોગુ જુગતિ તઉ પાઈએ–4–18

સૂહી

હાટે અને વાટે રહીને પણ સાવધાન રહો, પરસ્ત્રીમાં ચિત્ત વિચલિત ન કરો.
નામસ્મરણ વિના મન સ્થિર નથી થતું, તૃષ્ણા નથી જતી.
હાટ, નગર અને ઘર તો ગુરુએ બતાવી દીધાં છે, ત્યાં જ સહજ રીતે સત્યનો વેપાર થાય છે.
નાનક કહે છે કે થોડું સૂઓ, થોડું ખાઓ અને સદા તત્ત્વ-ચિંતન કરો.

(938-39)

: 165 :

યોગીએ કહ્યું : યોગીરાજનાં દર્શનવેષ, મુદ્રા, ઝોળી ને કંથા ધારણ કરો.
યોગીઓના બાર પંથમાંથી એકને અપનાવો, છ દર્શનોમાં આ યોગમાર્ગ જ શ્રેષ્ઠ છે.
હે પુરુષ, આ રીતે પોતાના મનને સમજાવો, પછી જમનો માર નહીં ખાવો પડે.
નાનકે કહ્યું : ગુરુમુખ એને પામી જશે, યોગની સાચી કળા તો આ રીતે પમાય છે.
અંતરમાં નિરંતર અજપાજાપ થાય તે મુદ્રા; અહંકાર અને મમતાને તે દૂર હટાવે છે.
ગુરુના શબ્દમાં જ્યારે સમજ પડે ત્યારે તે કામ, ક્રોધ અહંકારનો નાશ કરે છે.
જે સચરાચર સભર, તેનાથી કંથા ને ઝોળી ભરપૂર રહેશે, એક હરિ તારી દેશે.
પ્રભુ સાચો ને પ્રભુનું નામ સાચું–ગુરુની એ વાત પરખાતાં સાચી ઠરે છે.
સંસારથી મનને હટાવવું તે ખપ્પર, પંચમહાભૂત ટોપી, કાયા ખડાસન અને મન મુંજમેખલા છે.
દયા, સંતોષ ને સંયમ સાથે રાખો, નાનક કહે છે કે ગુરુમુખ દ્વારા નામને હૃદયમાં વસાવો.

(939)

: 166 :

યોગ નથી કંથામાં, નથી દંડમાં, નથી ભસ્મ ચોળવામાં,
યોગ નથી મુદ્રામાં, નથી માથું મુંડાવવામાં, નથી સિંગી બજાવવામાં.
માયામાં રહેવા છતાં મહેશમાં મન રહે, તો એ રીતે યોગકાળા પ્રાપ્ત થાય.
યોગ કાંઈ વાતોથી નથી મળતો, એક દૃષ્ટિ કરી સહુને સમાન જાણે તેને યોગી કહેવાય.
યોગ બહાર મઠ કે મસાણમાં નથી, યોગ ધ્યાન લગાવવાથી સિદ્ધ નથી થતો,
યોગ દેશ-દેશાંતર ભમવામાં નથી, કે નથી તીર્થ-સ્નાન કરવામાં,
માયામાં રહેવા છતાં મહેશમાં મન રહે, તો એ રીતે યોગકળા પ્રાપ્ત થાય.
સતગુરુ મળે તો પલકારામાં સંશય તૂટી જાય, અહીંતહીં દોડતું મન સ્થિર થઈ જાય.
સહજ ધ્વનિમાં આત્માનંદનું ઝરણું વહી નીકળે તો પોતાની અંદર જ સાક્ષાત્કાર થઈ જાય
માયામાં રહેવા છતાં મહેશમાં મન રહે, તો એ રીતે યોગકળા પ્રાપ્ત થાય.
નાનક કહે છે કે જીવતા જ મરી જાઓ, એવા યોગને સાધો.
પોતાની અંદર જ્યારે વણબજી સિંગી બજી ઊઠશે ત્યારે નિર્ભય પદની પ્રાપ્તિ થશે.
માયામાં રહેવા છતાં મહેશમાં મન રહે, ત્યારે જ યોગકળા પ્રાપ્ત થાય.

(730)

## ભાગ છઠ્ઠો

# તે સમયની સામાજિક અને રાજનૈતિક પરિસ્થિતિ

કાદી કૂડ બોલ મલુ ખાઈ, બ્રાહ્મણ નાવૈ જીઆ ઘાઈ
જોગી જુગતિ ન જાણૈ અન્ધુ, તીને ઓજાડે કા બન્ધુ - 2-5-1.[1]
ધનાસારી

[1] કાજી જૂઠ બોલે છે ને લાંચ ખાય છે, બ્રાહ્મણ જીવહત્યા કરે છે ને નહાયધુએ છે, અંધો યોગી યોગની કળા નથી જાણતો, આ ત્રણે અધોગતિના સાગરીત છે.

: 167 :

સતી પાપુ કરિ સત કમાહિ, ગુર દીખિઆ ઘરિ દેવણ જાહિ.
ઇસતરી પુરખૈ ખટિઐ ભાઉ, ભાવૈ આવઉ ભાવૈ જાઉ.
સાસતુ વેદુ ન માનૈ કોઈ, આપો આપૈ પૂજા હોઇ,
કાજી હોઈ કૈ બહ નિઆઇ, ફેરે તસબી કરે ખુદાઇ.
વઢી લેકૈ હકુ ગવાએ, જેકો પુછૈ તા પઢિ સુણાએ.
તુરક મંત્રુ કનિ રિદૈ સમાહિ લોક મુહાવહિ ચાડી ખાહિ.
ચઉકા દેકૈ સુચા હોઇ, ઐસા હિન્દૂ વેખહુ કોઈ.
જોગી ગિરહી જટા વિભૂત, આગૈ પાછૈ રોવહિ પૂત.
જોગુ ન પાઇઆ જુગતિ ગવાઈ, કિતુ કારણિ સિરિ છાઈ પાઈ.
નાનક કલિ કા એહુ પરવાણુ, આપે આખાણુ આપે જાણુ–1

વાર રામકલી સલોક 1, પઉડી–11

: 168 :

આદિ પુરખ કઉ અલહુ કહીઐ સેખાં આઈ વારી,
દેવલ દેવતિઆ કરુ લાગા, ઐસી કીરતિ ચાલી–5
કૂજા બાંગ નિવાજ મુસલા નીલ રૂપ બનવારી,
ઘરિ ઘરિ મીઆ સભનાં જીઆં બોલી અવર તુમારી–6

બસન્ત હિંડોલ અસટપદીઆ

: 169 :

કલિ હોઈ કુતે મુહી ખાજુ હોવા મુરદારુ.
કુડુ બોલિ બોલિ ભઉકણા ચૂકા ધરમુ બીચારુ
જિન જીવંદિઆ પતિ નહીં મુઇઆ મંદી સોઇ
લિખિઆ હોવૈ નાનકા કરતા કરે સુ હોઇ–1
રંના હોઈઆ બોધીઆ પુરસ હોએ સઈઆદ
સીલુ સંજમુ સુચ ભંની ખાણા ખાજુ અખાજુ
સરમુ ગઇઆ ઘરિ આપણૈ પતિ ઉઠિ ચલી નાલિ,
નાનક સચા એકુ હૈ અઉરુ ન સચા ભાલિ–2

વાર સારંગ પઉડી –14, સલોક

: 170 :

હરિણાં બાજાં તે સિકદારાં એન્હા પઢિઆ નાઉ,
ફાંધી લગી જાતિ ફહાઇનિ અગૈ નાહીં થાઉ

: 167 :

પાપ દ્વારા ધન કમાઈને દાની દાન કરે છે, ગુરુ દીક્ષા આપવા માટે શિષ્યોને ઘેર જાય છે.
પત્નીનો પ્રેમ પતિના પૈસા સાથે છે, પછી પતિ ભલે ઘેર આવે કે ન આવે.
શાસ્ત્ર અને વેદને કોઈ માનતું નથી, સહુ પોતાની પૂજા કરવામાં પડયા છે.
કાજી બનીને ન્યાય તોળે છે, તસ્બી ફેરવે છે, બંદગી કરે છે,
પણ લાંચ લઈને સત્યનું ખૂન કરે છે, કોઈ પૂછે તો પુસ્તકોનો આધાર આપી સુણાવે છે.
તુરક જે કહે તે કાનમાં ને હૃદયમાં મંત્રની જેમ જાળવે છે, લોકોને છેતરવા એ તેમની કમાણી છે.
અને તે છતાં ચૉકો કરીને શુદ્ધ બને છે, એવા હિન્દુ તરફ જરા નજર તો નાખો!
યોગી જટા-ભસ્મ સહિત ગૃહસ્થ બની ગયા છે, આગળ-પાછળ તેમનાં છોકરાં રડયાં કરે છે.
યોગ સાધ્યો નહીં, યોગકળા ગુમાવી, શા માટે માથા પર ધૂળ નાખી?
નાનક કહે છે કે કળિયુગનું આ પ્રમાણ છે, પોતે જ કહે, ને પોતે જ જાણે.

(951)

: 168 :

શેખોનો વારો આવ્યો છે, આદિ પુરુષને અલ્લાહ કહેવામાં આવે છે,
દેવળ ને દેવતા ઉપર કર નાખવામાં આવ્યો, એવી કુરીતિ ચાલી છે.
કૂજો, બાંગ, નમાજ અને મુસલ્લા મુખ્ય બની ગયાં, પ્રભુ પણ નીલ રંગનો થઈ ગયો.
ઘેર ઘેર સહુ એકબીજાને મિયાં કરી બોલાવવા લાગ્યા, બોલી જ બદલી ગઈ.

(1191)

: 169 :

કૂતરાના મોઢાવાળો કળિયુગ બેઠો, હરામનું ખાવું હવે સ્વાભાવિક થઈ ગયું.
સહુ જૂઠ બોલે છે ને ગાળાગાળી કરે છે, ધર્મનો વિચાર મરી પરવાર્યો.
જીવતાં જેનું કાંઈ સંમાન નથી, મૂઆ પછી તેની બદનામી રહી જશે,
નાનક કહે છે કે ભાગ્યમાં લખ્યું હશે તે થશે, ઈશ્વર કરે તે થાય છે.
સ્ત્રીઓ અજ્ઞાનઅબોધ છે, અને પુરુષો શિકારી છે.
શીલ, સંયમ, પવિત્રતા નાશ પામ્યાં, અખાદ્ય હતું તે ખાદ્ય બની ગયું.
લાજશરમ છુપાઈ ગઈ પોતાના ઘરમાં, સાથે ચાલ્યું ગયું સ્વાભિમાન.
નાનક કહે છે કે એક પરમાત્મા સાચો છે, બીજે કયાંય સાચું દેખાતું નથી.

(1242 - 43)

: 170 :

હરણ, બાજ અને સરદારોને શિક્ષિત સમજવામાં આવે છે.
જ્યાં ફંદો લાગ્યો હોય ત્યાં એ પોતાની જાતને ફસાવે છે, તેમની કયાંયે સદ્‌ગતિ નહીં થાય.

સો પડિઆ સો પંડિતું બીના જિની કમાણા નાઉ,
પહિલો દે જડ અંદરિ જંમૈ તા ઉપરિ હોવૈ છાઉ.
રાજે સીહ મુકદમ કુતે જાઇ જગાઇન બૈઠે સુતે.
ચાકર નહદા પાઇન્હિ ઘાઉ, રતુપિતુ કુતિહો ચટિ જાહુ.
જિથૈ જીઆં હોસી સાર, નકીં વઢીં લાઇતવાર–2

વાર મલાર, પઉડી–22, સલોક

: 171 :

માણસ ખાણે કરહિ નિવાજ, છુરી વગાઇનિ તિન ગલિ તાગ
તિન ઘરિ બ્રહમણ પૂરહિ નાદ, ઉના ભિ આવહિ ઓઈ સાદ
કૂડી રાસિ કૂડા વાપારુ, કૂડુ બોલિ કરહિ આહાર.
સરમ ધરમ કા ડેરા દૂરિ, નાનક કૂડુ રહિઆ ભરપૂરિ.
મથૈ ટિકા તેડિ ધોતી કખાઈ, હથિ છુરી જગત કાસાઈ.
નીલ બસત્ર પહિરિ હોવહિ પરવાણુ, મલેછ ધાનુ લે પૂજહિ પુરાણુ.
અભાખિઆ કા કુઠા બકરા ખાણા, ચઉકે ઉપરિ કિસૈ ન જાણા.
દેકૈ ચઉકા કટી કાર, ઉપરિ આઇ બૈઠે કૂડિઆર.
મતુ ભિટૈ વે મતુ ભિટૈ, ઇહુ અંજુ અસાડા ફિટૈ.
તનિ ફિટૈ ફેડ કરેનિ, મનિ જૂઠે ચુલી ભરેનિ.
કહુ નાનક સચુ ધિઆઈઐ, સુચિ હોવૈ તા સચુ પાઇઐ–2

વાર આસા, પઉડી–16, સલોક

: 172 :

કલિ કાતી રાજે કાસાઈ ધરમુ પંખ કરિ ઉડરિયા,
કૂડુ અમાવાસ સચુ ચન્દ્રમા દીસૈ નાહી કહ ચડિઆ.
હઉ ભાલિ વિકુંની હોઈ, આધેરૈ રાહુ ન કોઈ,
વિચિ હઉ મૈ કરિ દુખુ રોઈ, કહુ નાનક કિનિ વિધિ ગતિ હોઈ.–1

વાર માઝ, પઉડી 16, સલોક

: 173 :

લબુ પાપુ દુઇ રાજા મહતા કુડુ હોઆ સિકદારુ.
કામુ નેબુ સદિ પુછીઐ બહિ બહિ કરે બીચારુ.
અંધી રયતિ ગિઆન વિહૂણી ભાહિ ભરે મુરદારુ.
ગિઆની નચહિ વાજે વાવહિ રૂપ કરહિ સીગારુ.
ઉચે કૂકહિ વાદા ગાવહિ જોધા કા વીચારુ,
મૂરખ પંડિત હિકમતિ હુજતિ સંજૈ કરહિ પિઆરુ

તે શિક્ષિત, તે પંડિત, તે ચતુર, જેણે નામસ્મરણની કમાણી કરી.
ધરતીમાં મૂળ જ્યારે બરાબર જામે ત્યારે વૃક્ષ ઘટાદાર છાયા ઢાળે છે.
રાજા, સિંહ, મુકાદમ, કૂતરા શાંતિથી સૂતા-બેસતા લોકોને ઉઠાડે છે ને જગાડે છે.
રાજાના નોકરો તીક્ષ્ણ નખથી ખોતરી ખાય છે, ને રકત-પિત્ત વહે છે તે કૂતરા ચાટી જાય છે.
જીવોની સાર-સંભાળ જ્યાં લેવાય છે, ત્યાં આ નકટાઓનો કોણ ભરોસો કરશે?

(1288)

: 171 :

માનવભક્ષીઓ નમાજ પઢે છે અને જનોઈ પહેરે છે છરી ચલાવનારાઓ.
આવા લોકોના ઘરમાં બ્રાહ્મણો નાદ પૂરે છે, પોતાના યજમાનોનો તહેવાર તેમને પસંદ છે.
જૂઠા ધનના ઢગલા, જૂઠો વેપાર, જૂઠું બોલીને તેઓ પેટ ભરે છે.
શરમ ને ધરમના તો મુકામ દૂર હટી ગયા, નાનક કહે છે કે બધી જગ્યાએ જૂઠ ફેલાયેલું છે.
માથા પર તિલક, ધોતી ગેરુઆ રંગની અને હાથમાં છરી; આ જગત-કસાઈ છે.
નીલ વસ્ત્રો પહેરે તો રાજ્યમાં માન મળે, મ્લેચ્છનું ધાન લઈને હિન્દુઓ પુરાણોની પૂજા કરે છે.
પરભાષાનો મંત્ર ભણી બકરાની કતલ કરે છે, માંસ ખાય છે અને કહે છે, ચૉકા ઉપર કોઈ આવતા નહિ.
ચૉકો કર્યો, રેખાઓ તાણી અને તેના પર કપટી કૂડા બેસીને કહે છે:
જુઓ, જુઓ, ચોકો ભૂંસાઈ ન જાય, અમારું અન્ન કયાંક અપવિત્ર ન બની જાય.
તનના ફૂટેલા આવા ફેલ-ફિતુર કરે છે, મનમાં ભર્યો છે મેલ અને સ્વચ્છ દેખાવા માટે કોગળા કરે છે.
નાનક કહે છે કે સત્યનું ધ્યાન કરો, સત્ય મળશે તો પવિત્ર થઈ જશો.

(471–72)

: 172 :

કળિયુગ છરી, રાજા કસાઈ, ધર્મ ઊડી ગયો પાંખો ફેલાવીને.
જૂઠની અમાસ છવાઈ છે, સત્યનો ચન્દ્ર કયાંય ઊગતો દેખાતો નથી.
હું તો શોધી શોધીને વ્યથિત બની ગયો, અંધકારમાં કોઈ માર્ગ નથી સૂઝતો.
અહંકારમાં પડી સહુ પોતાના દુ:ખડાં રડે છે, નાનક કહે છે કે આમાં છૂટકારો કઈ રીતે મળે?

(145)

: 173 :

લોભ અને પાપ છે રાજા અને પ્રધાન, જૂઠ છે સ્થાનિક અધિકારી,
કામ છે નાયબ, સહુની સલાહ પૂછવામાં આવે છે ને સાથે બેસી સહુ મંત્રણા કરે છે.
જ્ઞાન વિનાની પ્રજા આંધળી છે, લાંચ-રુશવત આપીને તે એમની તૃષ્ણાની આગને વધારે છે.
કહેવાતા જ્ઞાનીઓ સભા આગળ નાચે છે, વાજાં વગાડે છે, શણગાર સજે છે.
ઊંચા રાગથી યોદ્ધાઓની મારામારીનાં ગીત ગવાય છે.
મૂર્ખ પંડિતો વાદવિવાદ ને ધૂર્તતાથી પૈસો જ ભેગો કરવામાં પડ્યા છે.

ધરમી ધરમુ કરહિ ગાવાવહિ મંગહિ મોખ દુઆરુ,
જતી સદાવહિ જુગતિ ન જાનહિ છડિ બહહિ ઘર બારુ.
સભુ કો પૂરા આપે હોવૈ ઘટિ ન કોઈ આખૈ
પતિ પરવાણા પિછૈ પાઈઐ તા નાનક તોલિઆ જાપૈ – 2

વાર આસા, પઉડી–11, સલોક

## બાબરનું આક્રમણ
## (દૂરદર્શિતા)

: 174 :

જૈસી મૈ આવૈ ખસમ કી બાણી તૈસડા કરી ગિઆનુ વે લાલો.
પાપ કી જંયં લૈ કાબલ હુ ધાઈઆ જોરી મંગે દાનુ વે લાલો,
સરમુ ધરમુ દુઈ છપિ ખલોએ, કુડું ફિરૈ પરધાનુ વે લાલો,
કાજીઆ બાણા કી ગલિ થકી અગદું પડે સૈતાનુ વે લાલો.
મુસલમાનીઆ પડહિ કતેબા કસટ મહિ કરહિ ખુદાઈ વે લાલો,
જાતિ સનાતી હોરિ હિંદવાણીઆ એહિ ભી લેખ લાઈ વે લાલો.
ખૂન કે સોહિલે ગાવી અહિ નાનક રતુ કા કુંગૂ પાઈ વે લાલો. –1
સાહિબ કે ગુણ નાનકુ ગાવૈ માસપુરી વિચિ આખુ મસોલા,
જિનિ ઉપાઈ રંગિ રવાઈ બૈઠા વેખૈ વખિ ઈકેલા.
સચા સો સાહિબુ સચુ તપાવસુ સચડા નિઆઉ કરેગુ મસોલા,
કાઈઆ કપડુ ટુકુ ટુકુ હોસી હિંદુસતાન સમાલસી બોલા.
આવનિ અઠતરૈ જાનિ સતાનવૈ હોરુ ભી ઉઠસી મરદ કા ચેલા,
સચ કી વાણી નાનકુ આખૈ સચુ સુણઈસી સચ કી બેલા – 2-3-5

તિલંગ

## બાબરનું આક્રમણ
## (વેદના)

: 175 :

ખુરાસાન ખસમાના કીઆ હિંદુસતાનુ ડરાઈઆ,
આપૈ દોસુ ન દેઈ કરતા જમ કરિ મુગલુ ચડાઈઆ
એતી માર પઈ કુરલાણે તે કી દરદુ ન આઈઆ – 1
કરતા તૂં સભના કા સોઈ, જે સકતા સકતે કઉ મારે તા મનિ રોસુ ન હોઈ– ૧ – રાઉહ–
સકતા સીહુ મારે પૈ વગૈ ખસમૈ આ પુરસાઈ,
રતન બિગાડિ બિગોએ કુતીં મુઈઆ સાર ન કાઈ,
આપે જોડિ બિછોડે આપે વેખુ તેરી વડિઆઈ – 2

લોકો વખાણ કરે એટલે ધરમી ધર્મ-કર્મ કરે છે, ને બદલામાં મોક્ષ માગે છે.
પોતાને જતિ કહેવડાવે પણ સંયમ-નિયમ જાણે નહીં, નાહકના ઘરબાર છોડી ભટકે છે.
સહુ કોઈ પોતાને પૂર્ણ માને છે, પોતાનામાં કાંઈ ખામી છે એમ કોઈ કહેતું નથી.
નાનક કહે છે કે એક પલ્લામાં છે પ્રભુનિષ્ઠાની ધારણ, તેની સામે બરાબર તોળાશો તો પછી નેકટેક રહેશે.

(468–69)

: 174 :

હે ભાઈ લાલો, પ્રભુ તરફથી જેવી વાણી આવે છે એવું તને જ્ઞાન આપું છું.
કાબુલથી પાપની જાન લઈને બાબર આવી રહ્યો છે, બળજબરીથી કન્યાદાન માગશે.
શરમ અને ધરમ બંને છુપાઈ જશે, જૂઠ પ્રધાન બનીને ફરશે.
કાજી અને બ્રાહ્મણની વાત પૂરી થઈ, લગ્ન કરાવશે હવે શેતાન.
મુસલમાન સ્ત્રીઓ કુરાન પઢતી પઢતી સંકટમાં પડી પુકારશે : યા ખુદા! યા અલ્લાહ!
ઉચ્ચ કે નીચ હિન્દુ સ્ત્રીઓની પણ એ જ હાલત થશે.
નાનક કહે છે કે કત્લેઆમનાં લગ્નગીતો ગવાશે, લોહીનું કંકુ છંટાશે.
આ માંસની નગરીમાં નાનક પ્રભુનાં ગુણ ગાય છે, તેની આજ્ઞા ભાખે છે.
જેણે આ દુનિયા ઉત્પન્ન કરી, અનેક રંગે રંગી તે એકલો બેઠો બેઠો એને જોયા કરે છે.
સાચો તે સાહેબ છે, સાચી રીતે તે તપાવે છે, સાચો તેનો ન્યાય છે ને સાચો નિર્ણય તે કરશે.
કાયાનાં કપડાંના ટુકડેટુકડા થઈ જશે, હિંદુસ્તાન મારાં વચનોને યાદ કરશે.
મુગલો સંવત 1578માં આવશે, સંવત 1597માં ચાલ્યા જશે, એક મરદનો બચ્ચો ઊભો થશે (શેરશાહ).
નાનક સત્યની વાણી ભાખે છે, સત્યની વેળાએ સત્ય જ સુણાવશે.

(722–23)

: 175 :

ખુરાસાનને બચાવી લેવામાં આવ્યું, હિંદુસ્તાનને ભય બતાવવામાં આવ્યો.
કર્તા પોતાના પર દોષ નથી લેતા, મુગલને જમ બનાવીને મોકલી આપ્યા.
એટલી તો હત્યા થઈ! એટલું તો કલ્પાંત થયું! – તને શું દયા ન આવી?
તું તો સહુનો કર્તા-હર્તા. શકિતશાળી જો શકિતશાળીને મારે તો મનમાં રોષ નથી આવતો.
પણ શકિતશાળી સિંહ ગાયને મારે તો માલિકની એમાં જવાબદારી છે.
રતન જેવો દેશ ચૂંથી નાખ્યો, કૈંક કૂતરાને મોતે મર્યા ને કોઈએ યાદ પણ ન કર્યા.
તું પોતે જ મિલન કરાવે છે, વિચ્છેદ પણ તું જ કરાવે છે, તારો મહિમા જોયા કરું છું.

જે કો નાઉ ધરાએ વડા સાદ કરે મનિ ભાણે,
ખસમૈ નદરી કીડા આવૈ જેતે ચુગૈ દાણે.
મરિ મરિ જીવૈ તા કિછુ પાએ નાનક નામુ વખાણે - 3,- 5- 39

આસા

: 176 :
જિન સિરિ સોહનિ પટીઆ માંગી પાઈ સંધૂરુ
સે સિર કાતી મુંનીઅન્હિ ગલ વિચિ આવૈ ધૂડિ,
મહલા અંદરિ હોદીઆ હુણિ બહિણુ ન મિલન્હ હદૂરિ - 1
આદેસુ બાબા આદેસુ.
આદિ પુરખ તેરા અંતુ ન પાઈઆ કરિ કરિ દેખહિ વેસ - 1 - રહાઉ -
જદહુ સીઆ વીઆહીઆ લાડે સોહનિ પાસિ,
હીડોલી ચડિ આઈઆ દંદ ખંડ કીતે રાસિ,
ઉપરહુ પાણી વારીઐ ઝલે ઝિમકનિ પાસિ - 2
ઇકુ લખુ લહન્હિ બહિઠીઆ લખુ લહન્હિ ખડીઆ,
ગરી છુહારે ખાંદીઆ માણન્હિ સેજડીઆ,
તિન્હ ગલિ સિલકા પાઈઆ તુટન્હિ મોતસરીઆ - 3
ધનુ જોબનુ દુઇ બૈરી હોએ જિન્હી રખે રંગુ લાઇ,
દૂતા નો ફુરમાઇઆ લૈ ચલે પતિ ગવાઇ,
જે તિસુ ભાવૈ દે વડિઆઈ જે ભાવૈ દેઇ સજાઇ - 4
અગો દે જે ચેતીઐ તાં કાઇનુ મિલૈ સજાઇ,
સાહાં સુરતિ ગવાઈઆ રંગિ તમાસૈ ચાઇ,
બાબરવાણી ફિરિ ગઈ કુઇરુ ન રોટી ખાઇ - 5
ઇકના વખત ખુઆઈઅહિ ઇકન્હા પૂજા જાઇ,
ચઉકે વિણુ હિંદવાણીઆ કિઉ ટિકે કઢહિ નાઇ,
રામુ ન કબહૂ ચેતિઓ હુણિ કહણિ ન મિલૈ ખુદાઇ - 6
ઇકિ ઘરિ આવહિ આપણૈ ઇકિ મિલિ મિલિ પુછહિ સુખ,
ઇકન્હા એહા લિખિઆ બહિ બહિ રોવહિ દુખ,
જો તિસુ ભાવૈ સો થીઐ નાનક કિઆ માનુખ - 7 - 11

આસા અસટપદીઆ

જો કોઈ પોતાના નામનો પ્રચાર કરે, અને મન ફાવે એમ વરતે
તો માલિકની નજરમાં તે માત્ર કીડો છે, પોતાનો દાણો ચણે છે.
નાનક કહે છે કે જે મરીને જીવે છે તે નામ જપે છે, તેને કાંઈક પ્રાપ્તિ થાય છે.

(360)

: 176 :

જેના શિર પર અંબોડો શોભતો હતો, જેની સેંથીમાં સિંદૂર હતું
તે શિર કાતરથી મૂંડી નાખવામાં આવ્યું છે, ગળા સુધી ધૂળ ઊડે છે.
મહેલોની અંદર જે રહેતી હતી તે મહેલોની નજીક પણ બેસી શકતી નથી.
નમસ્કાર, પ્રભુ! તને નમસ્કાર!
હે આદિ પુરુષ, તારો ભેદ કોઈ પામી શકતું નથી, તું કેટલા યે વેશ રચી જોયા કરે છે.
જ્યારે તેમનાં લગ્ન થયાં ત્યારે સુંદર વરરાજા બાજુમાં શોભતા હતા.
પાલખીઓમાં બેસીને તેઓ આવી, જેના પર હાથીદાંતનું કોતરકામ કરવામાં આવ્યું હતું.
તેમની સાસુઓએ જળનો છંટકાવ કરી ઓવરણા લીધાં, તેમના હાથમાં આરસી મઢેલા પંખા ઝલકતા હતા.
તેઓ આવીને બેઠી ત્યારે લાખ વધામણી મળી, અને ઊઠી ત્યારે વળી લાખ વધામણી મળી.
તેઓ બદામ-ખજૂર ખાતી, અને શૈય્યાનો આનંદ ભોગવતી,
તેમના ગળામાં દોરડાં નાખવામાં આવ્યાં, મોતીની માળાઓ તૂટી ગઈ.
જેનાથી રંગે રમતાં તે ધન અને યૌવન વેરી બની ગયાં.
દૂતોને હુકમ કરવામાં આવ્યો, તેઓ એમને ઢસડીને લઈ ગયા.
પ્રભુની ઇચ્છા હોય તો સંમાન મળે, તેની ઇચ્છાથી જ સજા ભોગવવી પડે.
પણ પહેલાથી જ જો ચેતી જાય તો સજા શા માટે મળે?
શાહોએ અમન-ચમન અને ખેલ-તમાસામાં હોશ ગુમાવી દીધા.
બાબરનું ફરમાન ફરી વળ્યું, રાજકુમારીને રોટલાના યે સાંસા પડયા.
નમાજનો વખત ખોવાઈ ગયો, પૂજાનો સમય પણ પૂરો થયો.
હિન્દુ સ્ત્રીઓનો ચોકો કયાં ગયો? તેઓ કેવી રીતે નહાઈધોઈ ચાંદલો કરીને બેસે?
કોઈ દિવસ રામનું નામ ન લીધું, હવે ખુદા કહેવાનો પણ વારો ન રહ્યો.
કોઈ પોતાને ઘેર પાછા ફર્યા, અને એકબીજાને મળીને કુશળ-સમાચાર પૂછવા લાગ્યા.
કેટલાકના ભાગ્યમાં એવું આવ્યું કે બેઠાં બેઠાં પોતાનું દુઃખ રડયા કરે.
નાનક કહે છે કે પ્રભુની ઇચ્છા મુજબ થાય છે, માણસના હાથમાં શું છે?

(417)

: 177 :

કહા સું ખેલ તબેલા ઘોડે કહા ભેરી સહનાઈ,
કહા સું તેગબંદ ગાડેરડિ કહા સુ લાલ કવાઈ
કહા સુ આરસીઆ મુહ બંકે ઐથૈ દિસહિ નાહી– 1
ઈહુ જગુ તેરા તૂ ગોસાઈ, એક ઘડી મહિ થામે ઉથામે જરુ વંડિ દેવૈ ભાઈ–1–રહાઉ
કહા સુ ઘર દર મંડપ મહલા કહા સુ બક સરાઈ,
કહાં સુ સેજ સુખાલી કામણિ જિસુ વેખિ નીદ ન પાઈ,
કહા સુ પાન તંબોલી હરમા હોઈઆ છાઈ માઈ– 2
ઈસુ જરિ કારણિ ઘણી વિગુતી ઈનિ જર ઘણી ખુઆઈ,
પાપા બાઝહુ હોવૈ નાહી મુઈઆ સાથિ ન જાઈ.
જિસ નો આપિ ખુઆએ કરતા ખુસિ લએ ચંગિઆઈ– 3
કોટી હૂ પીર વરજિ રહાએ જા પીરુ સુણિઆ ધાઈઆ,
થાન મુકામ જલે બિજ મંદર મુછિ મુછિ કુઈર રુલાઈઆ,
કોઈ મુગલુ ન હોઆ અંધા કિનૈ ન પરચા લાઈઆ– 4
મુગલ પઠાણા ભઈ લડાઈ રણ મહિ તેગ વગાઈ,
ઓન્હી તુપક તાણિ ચલાઈ ઓન્હી હસતિ ચિડાઈ,
જિન્હ કી ચોરી દરગાહ ફાટી તિન્હા મરણા ભાઈ– 5
ઈક હિંદવાણી અવર તુરકાણી ભટિઆણી ઠકુરાણી,
ઈકન્હા પેરણ સિર ખુર પાટે ઈકન્હા વાસુ મસાણી,
જિન્હ કે બંકે ઘરી ન આઈઆ તિન્હ કિઉ રૈણિ વિહાણી– 6
આપે કરે કરાએ કરતા કિસ નો આખિ સુણાઈઐ,
દુખુ સુખુ તેરૈ ભાણૈ હોવૈ કિસથૈ જાઇ રુઆઈઐ,
હુકમી હુકમિ ચલાએ વિગસૈ નાનક લિખિઆ પાઈઐ– 7–12

આસા અસટપદીઆ

## આદર્શ માનવ

: 178 :

ઐસે જન વિરલે જગ અંદરિ પરિખ ખાજા ને પાઈઆ
જાતિ વરન તે ભએ અતીતા મમતા લોભુ ચુકાઈઆ. – 7
નામિ રતે તીરથ સે નિરમિલ દુખુ હઉમૈ મૈલુ ચુકાઈઆ,
નાનકુ તિન કે ચરન પખાલૈ જિન ગુરુમુખિ સાચા ભાઈઆ. – 8–7

પ્રભાતી અસટપદીઆ

: 177 :

કયાં ગયા તે ઘોડેસ્વારીના ખેલ, તબેલા, ઘોડા? ભેરી અને શરણાઈ કયાં ગઈ?
કયાં ગયા તે તલવાર સજનારા સરાણિયા, ગાડી-સૈનિક, કયાં ગયા તે લાલ રંગના ચોગા?
કયાં ગયા તે અરીસા, અને તેમાં મુખ જોનારા બંકા જવાનો? હવે એમાંથી અહીં કોઈ દેખાતું નથી.
આ જગત તારું, તેનો તું સ્વામી, ઘડીપલમાં તું સરજે, સંહારે અને લક્ષ્મી વહેંચી આપે.
કયાં ગયાં તે ઘર, આંગણાં, મંડપ અને મહેલ? કયાં ગઈ તે મજાની ધર્મશાળાઓ?
કયાં ગઈ તે સેજમાં સુખ દેનારી કામિનીઓ, જેમને જોઈ ઊંઘ હરામ થઈ જતી હતી?
કયાં ગયાં તે પાન, તંબોલી, રાણીવાસ? બધું જાણે ધૂળમાં મળી ગયું.
આ ધનને કારણે ઘણો વિનાશ થયો, આ ધન-સંપત્તિએ ઘણાને માર્ગ ભુલાવ્યા
પાપ કર્યા વિના ધન ભેળું થતું નથી અને મર્યા પછી સાથે આવતું નથી.
પ્રભુ પોતે જ જેનો નાશ કરવા માગે છે, તેમના સદ્ ગુણ પહેલાં છીનવી લે છે.
બાબરે આક્રમાણ કર્યું છે એમ જાણ્યું એટલે કેટલા યે પીરોએ તેને જાદુ-મંતરથી રોકવાનો પ્રયત્ન કર્યો
ધાનનાં ખેતર, રહેઠાણ, મંદિર ભસ્મીભૂત બની ગયાં, રાજકુમારોના ટુકડેટુકડા કરી તેમને ભોંય ભેગા કરી દીધા.
કોઈ મોગલ આંધળો ન બન્યો, જાદુ-મંતરની કાંઈ કરામત ન ચાલી.
મોગલ અને પઠાણ વચ્ચે લડાઈ થઈ, રણમેદાનમાં તલવાર વીંઝાઈ.
એક તરફથી બંદૂક ધડાધડ ફૂટી, બીજી તરફથી ગજસેનાને આગળ કરવામાં આવી.
પ્રભુના દરબારમાં જેની ચિઠ્ઠી ફાટી ગઈ હતી, તેને તો મરવું જ રહ્યું.
હિંદુ, મુસલમાન, ભટ્ટ અને ઠાકુરની સ્ત્રીઓ પર ગજબની ગુજરી,
કોઈનાં વસ્ત્રો માથાથી પગ સુધી ફાટયાં, કોઈએ સ્મશાનમાં જઈને વાસ કર્યો.
જેમના બંકા બહાદુર પતિ પાછા ઘેર ન આવ્યા, તેમણે કેવી રીતે રાત વિતાવી?
કર્તા પોતે સહુ કાંઈ કરે છે ને કરાવે છે, કોને જઈને વીતક સુણાવવાં?
દુ:ખ-સુખ તારી ઇચ્છાથી થાય છે, કયાં જઈને રુદન ઠાલવવું?
પ્રભુ પોતાની આજ્ઞા મુજબ બધું ચલાવે છે, ને પ્રસન્ન થાય છે. નાનક કહે છે કે
જેવું ભાગ્યમાં લખ્યું હોય તેવું થાય છે.

( 417–18 )

: 178 :

જગતમાં એવા લોકો વિરલ છે, જેમને પ્રભુએ પારખી લઈને પોતાના ખજાનામાં દાખલ કર્યા છે,
તેઓ જાતિ-વર્ણથી પર થઈ ગયા, તેમનાં લોભ અને મમતા નાશ પામ્યાં.
તીર્થજલ જેવા નિર્મલ નામમાં મગ્ન બનીને તેમણે અહંકાર ને દુ:ખનો મેલ ધોઈ કાઢયો.
જેને ગુરુમુખથી સત્ય સાથે સ્નેહ થયો તેનાં નાનક પાય પખાળે છે.

(1345)